અમેરિકાના વિદ્વાન મસ્તકશાસ્ત્રી.



ઓ. એસ. ફાઉલર

ઉદાર        કંજુશ.



અજ્ઞાન જંગલી સ્ત્રી. મીસ ફ્લોરેન્સ નાઈટીંગેલ.

# PHRENOLOGY. મસ્તક શાસ્ત્ર.

પ્રબળ વક્તૃત્વશક્તિ.



એનીબીસેન્ટ

અનેક ચિત્રો કોષ્ટકો ફોટા અને મસ્તક તપાસવાના રજીસ્ટર તથા ધંધાઓની યાદ સાથે.

કર્તા.

નર્મદાશંકર બાલાશંકર પંડયા

મુ.—નાંદોદ.

કિંમત રૂા. ૦–૧૦–૦

બોર્ડ કવર રૂા. ૦–૧૨–૦

## વીસમી સદીની અવનવી અને હેરતભરી શોધ.

# મુખલક્ષણશાસ્ત્ર ( PHYSIOGNOMY )

## અથવા

# ચહેરા ઉપરથી મનુષ્યનું ચારિત્ર્ય.

## ગુણ દોષ, સ્વભાવ, વગેરે જાણવાની વિદ્યા.

**ઉંચા ગ્લેઝડ કાગળ ૩૦૦ ઉપરાંત પાન અનેક એન્ગ્રેવીંગ અને ફોટોગ્રાફો સાથે કીંમત ફક્ત રૂા. ૨—૦—૦**

યુરોપ અમેરિકામાં આ વિદ્યાનો બહોળો ફેલાવો થયલો છે અને તેથી વ્યવહારની અડચણો તરત સમજી શકાય છે. ચહેરાના દરેક ભાગ—આંખ, નાક, કપાળ, દાઢી વગેરેના સેંકડો ચિત્રોથી આ વિષય તમે એક રમત માફક સમજી શકશો.

આ પુસ્તકમાં આવેલા વિષયોની ટુંકી યાદી તથા ફોટોગ્રાફોનું લીસ્ટ નીચે મુજબ છે

# આ પુસ્તકમાં આવેલા ફોટોઝીન્કો ચિત્રોની ટીપ.



૧૬ સ્વ. ગોવર્ધનરામ માધવરામ
૧૭ મીસીસ જરબાનુ કોઠાવાલા
૧૮ રા. રા. ખરશેદજી બમનજી
ફરામરોજ ( ' બીરબલ ' )
૩૩ પ્રો. મસાણી. વિદ્યાધિકારી
સાહેબ વડોદરા
૩૪ સંગીત શાસ્ત્રી મૌલાબક્ષ
૩૫ સ્વ. જમનાબ્હેન સક્કઇ



૨ આ પુસ્તકના અભ્યાસથી કોઈ પણ અજાણ્યા માણસને ઉઘાડા પુસ્તક માફક વાંચી શકીએ.

નીચેનાં ચિત્રો જે મોટા ં લડાઇઆ તથા તત્વજ્ઞાની, અને




કંઇક મોટા કામ કરી ગયલા પુરૂષોની આકૃતિઓ છે. એમના ચહેરામાં કપાળના આકાર વગેરેમાં જેમ જુદો જુદો તફાવત છે તેમ તેમના કર્તવ્યો, વિચારો અને આ ચારોમાં પણ મોટો ફેર હતો તે સઘળું આ પુસ્તક બતાવે છે.

**આ પુસ્તક માટે વિદ્વાનો અને વર્તમાન પત્રો તરફથી મળેલા અભિપ્રાયોમાંથી** કેટલાક અત્રે રજુ કરવામાં આવે છે.

**મુખલક્ષણશાસ્ત્ર**—લેખક નર્મદાશંકર બાલાશંકર પંડયા નાંદોદ. કીં. રૂ. ૨-૦-૦ આમાં ચહેરા ઉપરથી મનુષ્યનું ચારિત્ર્ય જાણવાની વિદ્યાનો સમાવેશ કરવામાં આવ્યો છે. પુસ્તક સચિત્ર છે પુસ્તક લખનારે આ વિષયનો લાંબો અને સૂક્ષ્મ અભ્યાસ કરેલો જણાય છે. કેમકે અંદર જે સામાન્ય સિદ્ધાંતોની સમજણ પાડવામાં આવી છે તેને ખાસ ચિત્રોથી શણુગારી આપણા મગજમાં ઉતારવાની તસ્દી લેવામાં આવી છે, એટલુંજ નહીં પણ સાથે સાથે ગુજરાતના જાહેર સ્ત્રી પુરૂષોનાં ફોટા આપી તે સિદ્ધાંતો કેવી રીતે વાસ્તવીક છે તે સાથેજ બતાવ્યું છે. ચહેરાનો દરેક ભાગ બારીકીથી તપાસી લેખકે તે વિષે જે જે અનુમાનો સાબીત થયેલા ખેંચી કાઢયાં છે તે તમામ અત્રે રજુ કર્યા છે, ને તેમને જાણીતી વ્યક્તિઓના દાખલાથી પુરવાર કીધા છે. અમને તો આ પુસ્તક ખરેખર હેરત પમાડનારૂ અને તેટલે દરજ્જે નવીનતાવાળું જણાયું છે. **साहित्य.**

---

AHMEDABAD *24-2-17*

I have hurriedly glanced over the book for the present having little liesure at disposal being engaged on a special duty. However from what few subjects I have glanced over I could see that it is a valuable compilation which undoubtedly does require a vast reading of literature on the subject. I like the book specially from a **Police point of view**, and shall take earliest opportunity to read it, nay to study it.

(Sd.) **D. KOTHAWALA**

**સચિત્ર મુખલક્ષણશાસ્ત્ર**–અથવા ચહેરા ઉપરથી મનુષ્યનું ચારિત્ર્ય જાણવાની વિદ્યા. લેખક તથા પ્રકાશક–રા. રા. નર્મદાશંકર બાલાશંકર પંડયા, નાંદોદ.

મુખમુદ્રા એ માણસની અંદરના ગુણો જોવાની આરસી છે એમ એક સુપ્રસિદ્ધ લેખકે કહ્યું છે અને તે તદન ખરૂં છે. મુખલક્ષણ શાસ્ત્ર જેવા શાસ્ત્રના સુવ્યવસ્થિત નિયમ વગર પણ એક બુદ્ધિમાન્ મનુષ્યને સામા માણસનો ચહેરો જોઈ તેના ગુણો વિષે કાંઈક ખ્યાલ આવે છે. યુરોપ અમેરિકામાં ચ્હેરો જોઈ મનુષ્યનું ચારિત્ર આંકવાની વિદ્યા એટલી આગળ વધી છે કે તે એક શાસ્ત્ર સમાન થઈ પડી છે અને તેના નિર્ણયો સામાન્ય રીતે ખરા પડે છે, આ ખંડોમાં આ વિષયને લગતા પ્રગટ થયેલ સાહિત્યના સારા અભ્યાસ પછી રા. રા. નર્મદાશંકર બાલાશંકર પંડયાએ ઘણા પરિશ્રમ સાથે, અનેક ચિત્રો સહિત આ પુસ્તક પ્રગટ કર્યું છે એ માટે તેઓને ધન્યવાદ ઘટે છે. હાલના મોંઘવારીના સમયમાં તેઓએ પુસ્તક આકર્ષક કરવા માટે વાપરેલા સારા કાગળ, અનેક ચિત્રો અને સુંદર બાઇડિંગ જોતાં તેની કીંમત રૂપિયા બે વાજબી છે. આશા છે કે ગુર્જર જનસમાજ આ પુસ્તકનો ઉત્સાહપૂર્વક સત્કાર કરશે. **ગુજરાતી પંચ.**

**मुखलक्षणशास्त्र**–............લેખકે ઘણી મહેનત કરીને તેને બને તેમ ઉપયોગી કરવાનો પ્રયત્ન કરેલો છે. પ્રયત્ન પ્રશસ્ય છે. અને પુસ્તક સારૂં થયેલું છે. લેખક પાસેથી તે મળી શકે છે.

**પ્રાતઃકાલ.**

**મુખલક્ષણશાસ્ત્ર**-(સચિત્ર) આવું એક પુસ્તક ગુજરાતી ભાષામા પ્રસિદ્ધ થયું છે, પણ તેની સંકલના તથા પુસ્તકની સંકલના જુદીજ છે. માણસોના મુખની છબીનું અવલોકન કરી માણસની સર્વ પ્રકારની શક્તિ સબંધી કેમ અનુમાન કરી શકાય છે તે આ પુસ્તકમાં જણાવ્યું છે. લેખકે પોતાના શાસ્ત્રના વિચારોના પ્રત્યક્ષ દૃષ્ટાંત તરીકે ગુજરાતના આગેવાન વિદ્વાનો તથા શ્રીમંત શેઠીઆઓની છબીઓ પુસ્તકમાં રજુ કરી છે પુસ્તક તૈયાર કરવામાં મી. પંડયાએ જે શ્રમ લીધો છે તેનો બદલો ગુજરાતનો વાંચક વર્ગ જરૂર આપી શકે. વળી આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં પહેલું કહિએ તો ચાલી શકે તેમ છે. આવા કામ માટે લીધેલા શ્રમ બદલ મી. પંડયાને અમે ધન્યવાદ આપીએ છીએ. **કેળવણી.**

---

વડોદરા તા. ૮ અકટોબર ૧૯૧૭

તમારો પ્રયાસ બહુ ઉત્તેજનને પાત્ર છે એ તો નિર્વિવાદજ છે. વળી આપણે ત્યાંનાં મુખલક્ષણો કેવી રીતે તપાસી શકાય તથા ચહેરાના અને મગજના ઘાટ ઉપરથી માણસની પરીક્ષા કેવી રીતે કરી શકાય એ વિષયનો સ્વતંત્ર અભ્યાસ કરવાના સાધન તરીકે તમે તમારા પુસ્તકમાં જે સામગ્રી તૈયાર કરી છે તે ઘણી ઉપયોગી થવાનો સંભવ છે...........આપણી ભાષામાં તમારા જેવું બીજું પુસ્તક નથી એટલે જલ્દી આ પુસ્તકથી સારી ખ્યાતી મળશે એમ હું માનું છું. શ્રીમંત ગૃહસ્થોએ તમને તમારા કાર્યમાં ઉત્તેજન આપવું ઘટે છે.

લી. **નન્દનાથ કેદારનાથ દીક્ષિત.**

પ્રીન્સીપાલ સેકેન્ડરી કોલેજ-**વડોદરા.**

---

# મસ્તકશાસ્ત્રીનું ભાષણ.

વડોદરાથી એક ખબરપત્રી જણાવે છે કે નાદોદવાળા જાણીતા મસ્તકશાસ્ત્રી રા. રા. નર્મદાશંકર બાલાશંકર પંડયા એમનું 'મુખ લક્ષણશાસ્ત્ર' (Physiognomy) વીશે ગયા મંગળવારની રાત્રે રાજમહેલમાં શ્રીમંત મહારાજા સાહેબ રૂબરૂ સપ્રયોગ વ્યાખ્યાન થયું હતું, તે વેળા સર પ્રભાશંકર પટણી, ના. દીવાન સાહેબ, શ્રી સંપતરાવ ગાયકવાડ વગેરે ખાસ મંડળી પણ હાજર હતી.

**સાંજવર્તમાન** તા. ૮-૯-૧૭.

---

No. H/49. Khangi office,

BARODA 11th September 1917.

**Dear Sir,**

In appreciation of your discourse in Physiognomy on the 4th Inst, His Highness the Maharaja Saheb has been pleased to give you a small sum of Rs. seventy five as a present.

Yours truly,

*(sd) Khangi Karbhari*

*to H. H. the Maharaja Gaekwar.*

---

એ તો
દેખીતી
વાત છે કે
તમારૂં નબળું
મગજ ફેરવના
રા હલકાં
સેંટો વાપર-
વાના કરતાં
જો
અમારૂં પ્રખ્યાત
સેંટ



# ઓટો મોહીની.



વાપરવા શરૂ કરશો તો તમારૂં મન એટલું શાંત થશે કે નવીન કાર્યો કરવાને શક્તિવાન થશો. જેની ટકાઉ અને મધુર ખુસ્બો માટે ચાર સોના રૂપાના ચાંદો મળ્યા છે. ખુસ્બો ચાર દીવસ ટકતી નથી તેવું સાબીત કરનારને રૂ. ૧૦૦) ઈનામ.

**મોહીની એજન્સી—જુમામસીદ–મુંબાઈ.**

## મધુર ફુલોની સુગંધીથી ભરેલું બાદશાહી સેન્ટ




# ઓટો--દીલબહાર

( રજીસ્ટર્ડ )

હવે પછી સ્પીરીટ અને આલકોહોલવાળા સેન્ટ તેમજ ભેળસેળવાળાં અત્તરો વાપરવાની જરૂર નથી કારણ કે **ઓટો દીલબહાર** અનેક જુદા જુદા સુગંધી ફુલોનું એસેન્સ છે તેમાં સ્પીરીટ તથા આલકોહોલની બીલકુલ મેળવણી નથી. કપડાં યા રૂમાલપર ત્રણ ચાર ટીપાં લગાડવાથી હવામાં બહેક બહેક સુગંધી પ્રસરી રહે છે અને આસપાસની ખરાબ હવા સુગંધિત બની રહે છે.

ભેટ આપવા માટે, માંગળીક પ્રસંગે વાપરવા માટે **ઓટો દીલબહાર** ખરીદો અને તેની મોહક સુગંધીનો ખ્યાલ કરો.

નાની ૦ાા દ્રામની બાટલીના રૂ. ૦-૮-૦, વચલી ૧ દ્રામની બાટલીના રૂ. ૦-૧૨-૦ મોટી ૦ાા ઔંસની બાટલીના રૂ. ૨-૦-૦, નમુનાની શીશીના ૦-૨-૦.

ખરીદતી વખતે **ઓટો દીલબહાર** નામ બરાબર વાંચીને પેકબંધ શીશી લેજો. નહીં તો કેટલાક લબાડ વેપારીઓ બળતા નામનું "ઓટો" આપી દેશે.

સોલ એજંટ-**ધી એંગ્લો ઇંડયન ડ્રગ એન્ડ કેમીકલ કુાં૦**
નાં૦ ૧૫૫, જુમા મસજીદ-મુંબાઈ.

# સચિત્ર

# મસ્તક શાસ્ત્ર.

# PHRENOLOGY.



*The proper Study of Mankind is Man.* POPE

લેખક તથા પ્રકાશક,

**નર્મદાશંકર બાલાશંકર પંડ્યા, નાંદોદ.**



**પ્રથમાવૃત્તિ.　　સન ૧૯૧૮.**

# મસ્તકશાસ્ત્ર અને મસ્તકપરીક્ષા.

## (બાળકોનું નિયમન અને કેળવણી તથા યુવકોનાં લગ્ન અને ધંધાની પસંદગી).

આ પુસ્તક બાળકોનું નિયમન, અને કેળવણી, તેની શક્તિઓનો ઉત્તમોત્તમ ઉપયોગ કરી શકાય એવી રીતે કેમ આપવી તે વિસ્તારથી શીખવે છે. માબાપોને પોતાનાં બાળકોમાં રહેલો ખાશ મહત્વનો ગુણ અને તે શું શું કરી શકે એમ છે તે ચોખ્ખું જણાવે છે. યુવાન માણસને ધંધાની પસંદગી તથા લગ્નની પસંદગી કેમ કરવી તે દાખલા દલીલો સાથે વિસ્તારથી અને ઘણાં ચિત્રો સાથે સમજાવે છે. આ પુસ્તકમાં દેશ પરદેશના મહાન્ પુરૂષોનાં અ[illegible]ક ચિત્રો ખાસ તૈયાર કરાવી મુકવામાં આવ્યાં છે. આનાથી દરેર માણસ પોતાની શક્તિઓ જાણી પોતાને લાયક જગ્યા નક્કી કરી જીવન સફળ કરી શકે એમ છે.

અગાઉથી ગ્રાહક થનારને કીંમત ફકત રૂ. ૧-૮-૦ પાછળથી રૂ. ૨-૦-૦ નીચેને સરનામે કાર્ડ લખી નામ નોંધાવો:—

**નર્મદાશંકર બાલાશંકર પંડયા, નાંદોદ.**

---

છપાવી પ્રસીધ કરનાર,

**નર્મદાશંકર બાલાશંકર પંડયા.**

નાંદોદ.

---

શા. ખુબચંદ અમીચંદના ધી સુરત 'જૈન' એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું.

ઠે ખપાટીઆ ચકલા-સુરત.

# પ્રસ્તાવના.

આજે પ્રગતિનો જમાનો છે. જ્યાં સાંભળીએ ત્યાં પ્રગતિનો પ્રતિઘોષ થયા કરે છે. એજ પ્રગતિનો પ્રવાહ હિંદુસ્તાન પ્રતિ પુનઃ આવતો દૂરથી નજરે પડે છે. વિજ્ઞાન વગર કોઇ પણ પ્રજાની પરિપૂર્ણ ઉન્નતિ શક્ય નથી. એની પ્રતિતિ ઇતિહાસ આપે છે.

આત્મા એજ પરમાત્મા છે, પરમાત્માની અપરિમિત શક્તિઓ આત્મા પોતાના પ્રયત્નથી મેળવી શકે છે. એ બધા વિધવિધ શક્તિઓનો ભંડાર મનુષ્યનું મગજ છે. કઈ કઈ શક્તિઓ, લાગણીઓ, કયા કયા સ્થાનમાં, કેટલા કેટલા પ્રમાણમાં છે અને તે કયા કયા કાર્યો કયા કયા નિયમ વડે કેટલા બળથી કરી શકે છે, એ બધું દર્શાવવા અને તેનો ચોક્કસ નિયમ અને માપ બતાવવા હું મારા પ્રથમના પુસ્તક “ મૂખલક્ષણ શાસ્ત્ર ” માં બંધાયલો છું. એ ઋણ અદા કરવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે તેથી આનંદ થાય છે.

આ પુસ્તકથી મનુષ્ય પોતાની શક્તિનું માપ લેઈ શકે એમ છે અને તેમ થતાં તેને વધારવા કે ઘટાડવા શક્તિમાન થઇ શકે છે, એટલુંજ નહિ પણ પોતાના સ્વભાવ લાગણીઓ ટેવ વગેરેનું નિયમન કરવા પ્રયાસ કરે તો તેને તે સહજ થઇ પડે છે.

આવા વિજ્ઞાનનાં પુસ્તકો લખવાં અને તેના દરેક મૂળતત્વો સમજાવવાં એ રમત જેવું નથી. એ માટે ફોટા અને ચિત્રોની જરૂર પડે છે જે કાર્ય ઘણુંજ ખર્ચાળુ અને મહેનતવાળું છે; વળી વિજ્ઞાનની બાબતો પોતાનામાં પરિપૂર્ણ રીતે ઉતાર્યા શિવાય બીજાને સમજાવવા

શકાતી નથી. અને તેથી મારે સતત દશ વર્ષ ઉપરાંત એ વિષયમાં ઓતપ્રોત થવું પડેલું છે. એક 'પ્રોફેસનેલ' મસ્તકશાસ્ત્રી થવા માટે લાંબો અભ્યાસ ખંત અને ધીરજની કેટલી જરૂર પડે છે તે ઇગ્લાંડના વિદ્વાન્ ડા. ડાનોવનના પોતાનાજ શબ્દોમાં રજુ કરીશ.

"After fourteen years, of what may be called flirtation with Phrenology, I ventured to attempt the public practice of the science as a lecturer and manipulator of heads a process by which only could general confidence in the truth of the principles and application of the science be hoped for. I have earnestly and constantly pursued the study of this great theory and practice of its art. Phrenology is based on a theory not to be fully comprehended without long and earnest attention, and much reading of a psychological kind, such as the works of both ancient and modern Mataphysical writers afford."

મારા પ્રથમ પુસ્તકને ગુજરાતના વિદ્વાનોએ અને જનસમૂહે જે ઉત્તેજન આપ્યું છે તેવુંજ ઉત્તજન આ નાના પણ ઉપયોગી પુસ્તકને મળશે એવી ઉમેદ ધરાવું છું. આ પુસ્તક કેટલે અંશે ઉપયોગી થઈ પડશે તે સંબંધમાં આવા નાના પુસ્તકની પ્રસ્તાવનામાં વશેષ ન લખતાં જનસમાજને કોઈ પણ અંશે આ પુસ્તક આ પ્રગતિના જમાનામાં સહાયક થઇ પડશે તો ઘણો સંતોષ થશે

નર્મદાશંકર બાલાશંકર પંડયા.

આ કોઠાની સમજુતી પૃ. ૮માં આપવામાં આવી છે તથા આ કોઠામા જે નંબર આપવામાં આવેલા છે તે આ પુસ્તકના પૃષ્ટના નંબર છે કે જેમાં તે વિષયનું વર્ણન કરેલું છે. આ નંબરની નીચે તે તે શકિતઓના વિભાગોનાં નામો આપવામાં આવ્યાં છે.

| માનસ શકિત | ૭ પ્રપુર્ણ Excess | ૬ પુર્ણ Powerful | ૪ સાધારણ Common | ૨ ન્યુન Small | ખી. નિ. C. R. |
|---|---|---|---|---|---|
| ક્રમાલ Organic quality | ૩૨ | ૩૨ | ૩૩ | ૩૨ | ૩૨ |
| તંદુરસ્તી Health | ૩૩ | ૩૩ | ૩૨ | ૩૩ | ૩૩ |
| જીવનપ્રકૃતિ Vital Temperament | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૪ |
| શ્વસન શકિત | ૩૪ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૫ |
| રૂધિરાભિસરણ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૬ | ૩૬ |
| પાચન શકિત | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ |
| પ્રવર્તક પ્રકૃતિ Motive Temperamen | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૮ | ૩૮ |
| માનસ પ્રકૃત્તિ | ૩૮ | ૩૮ | ૩૯ | ૩૯ | ૩૯ |
| Mental Temperament | | | | | |
| ચપળતા | ૩૯ | ૩૯ | ૪૦ | ૪૦ | ૪૦ |
| (ઉશ્કેરાટ) | ૪૦ | ૪૧ | ૪૧ | ૪૧ | ૪૧ |

સુચના–છેલ્લા કોલમમાં ખી. અને નિ. નો અર્થ ખીલવવું Cultivate તથા Restrain નિગ્રહ થાય છે.

કોઇ અંક ઉપર ⌒ આવી નીશાની બતાવી હોય તો જાણવું કે આ શક્તિને કેળવણીથી તથા તેનો સતત ઉપયોગ કરી ખીલવવાની ખાસ જરૂર છે. અને જો ⌣ આવી નીશાની હોય તો જાણવું કે તે શક્તિ ઘણીજ પ્રબળ છે અને તેનો ઉપયોગ ઓછો કરી પ્રમાણુસર નિયમિત કરવાની જરૂર છે.

| માનસ શકિતઓ | ૭પ્રપુર્ણ Excess | ૬ પુર્ણ Powerful | ૪સાધારણ Common | ૨ -ન્યુન Small | બી. નિ. C. R. |
|---|---|---|---|---|---|
| મસ્તકનું કદ ઇંચ | ૪૧ | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૨ |
| ૧ જીવનેચ્છા Vitativeness | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૪ | ૫૪ |
| ૨ આહારેચ્છા Alimentiveness | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૫ | ૫૫ |
| | ક્ષુધા (desire for solid). સ્વાદ (Taste) | | | | |
| ૩ પિપાસા | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ |
| ૪ વિતૈષણા Acquisitiveness | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ |
| | પેદાકરવાની શકિત(Acquiring)કરકસર Savingલોભ | | | | |
| ૫ નિગ્રહ વૃતિ | ૫૭ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ |
| Secretiveness | સંયમ (control)યુકિત પ્રયુકિત (Policy)વાત ફેરવવી | | | | |
| ૬ વિનાશકવૃતિ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ |
| Aggresiveness | ઉદ્યોગ અને ઉત્સાહ(Executive force) સંહારેચ્છા | | | | |
| ૭ શૌર્યબળ Combative-ness | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ |
| | ઝનુંન, હુમલો (attack)બચાવ,(defence)નૈતિકહિમ્મત | | | | |
| ૮ કામવૃત્તિ Amativeness | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ |
| | પ્રજનન ભાવ (Reproductive love) પ્યાર love | | | | |
| ૯ દામ્પત્યધર્મ | ૪૬ | ૪૬ | ૪૭ | ૪૭ | ૪૭ |
| Conjngality | વિવાહની ઇચ્છા. એકાન્તિક સ્નેહ Constancy. | | | | |
| ૧૦ વાત્સલ્ય ધર્મ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ |
| Parentallove | [૧] પશુપાલન. (૨) બાળકોનો પ્રેમ (૩) સ્વ. સંતાન પ્રેમ | | | | |
| ૧૧ મિત્રતા Friendship | ૪૯ | ૪૯ | ૪૯ | ૫૦ | ૫૦ |
| | (૧) મિલનસારપણું (૨) કુટુંમ્બીક સ્નેહ (૩) સહવાસ | | | | |
| ૧૨ સ્વસ્થાન પ્રીતિ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૧ | ૫૧ |
| Inhabitiveness | (૧) સ્વદેશાભિમાન (Patriotism) ગૃહનિવાસેચ્છા | | | | |
| ૧૩ એકાગ્રતા continuity | ૫૧ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ |
| | (૧) એક ચિત્તે મંડવાની શકિત, વિચાર પરંપરા | | | | |
| ૧૪ સાવધતા cautiousness | ૬૨ | ૬૨ | ૬૨ | ૬૩ | ૬૩ |
| | (૧)ડહાપણPrudence(૨)સભાળSolicitude(૩)બીક | | | | |
| ૧૫ કિર્તિ લોભ Approbativeness | ૬૪ | ૬૪ | ૬૪ | ૬૪ | ૬૪ |
| | ચારિત્રCharacter ભપકાનોશોખ(Show)યશાભિલાષ | | | | |

| માનસ શક્તિઓ | ૭ પ્રપુર્ણ Exeess | ૬ પુર્ણ Power ful | ૪ સાધારણ Common | ૨ ન્યુન Small | ખી. નં. C. R. |
|---|---|---|---|---|---|
| ૧૬ સ્વમાન Self esteem | ૬૫ | ૬૫ | ૬૫ | ૬૬ | ૬૬ |
| | (૧) સ્વતંત્રતા (૨) અહંભાવ Selflove (૩) પ્રતિષ્ઠા | | | | |
| ૧૭ દૃઢતા firmness | ૬૭ | ૬૭ | ૬૭ | ૬૭ | ૬૭ |
| | મનોબળ will Power સ્થિરતા Stability ખંત | | | | |
| ૧૮ ભક્તિ ભાવ Veneration | ૬૮ | ૬૮ | ૬૮ | ૬૮ | ૬૯ |
| | જુના વિચાર ((antiquity) ભક્તિ Worship માન | | | | |
| ૧૯ અધ્યાત્મ વૃત્તિ Spirituality | ૬૯ | ૭૦ | ૭૦ | ૭૦ | ૭૦ |
| | આશ્ચર્ય (Wonder) વિશ્વાસ trust શ્રદ્ધા faith | | | | |
| ૨૦ આશા Hope | ૭૧ | ૭૧ | ૭૧ | ૭૧ | ૭૨ |
| | સાહસ સટ્ટો, વર્તમાન આશા, ભાવિષ્યની આશા | | | | |
| ૨૧ આત્મનિષ્ઠા | ૭૨ | ૭૩ | ૭૩ | ૭૩ | ૭૩ |
| | સાધુતા, સત્યપ્રિયત્વ, ન્યાયનિષ્ઠા, justice | | | | |
| ૨૨ પરોપકાર વૃત્તિ Benevolence | ૭૪ | ૭૪ | ૭૪ | ૭૫ | ૭૧ |
| | સહાનુભૂતિ sympathy ઉદારતા liberality પરમાર્થ | | | | |
| ૨૩ કળાકૌશલ્ય Constructiveness | ૭૬ | ૭૬ | ૭૬ | ૭૬ | ૭૬ |
| | હોશિયારી dexterity શોધકવૃત્તિ Ingenuity યોજના | | | | |
| ૨૪ સૌંદર્ય પ્રેમ Ideality | ૭૭ | ૭૭ | ૭૭ | ૭૮ | ૭૮ |
| | અતિશયોક્તિ, ઉડાઉપણું, (૨) સંસ્કારિપણું | | | | |
| ૨૫ મહાશયત્વ Sublimity | ૭૮ | ૭૯ | ૭૯ | ૭૯ | ૭૯ |
| | ગાંભીર્ય sense of grandeur અદ્ભુતતા Terror | | | | |
| ૨૬ અનુકરણ શક્તિ Imitation | ૮૦ | ૮૦ | ૮૦ | ૮૦ | ૮૨ |
| | નકલ કરવી Mimicry ચાળા gesture માનસિક અનુકરણ | | | | |
| ૨૭ હાસ્યવૃત્તિ Mirthfulness | ૮૨ | ૮૨ | ૮૨ | ૮૩ | ૮૩ |
| | (૧) હાસ્ય રસ (૨) મશ્કરી કરવી | | | | |
| ૨૮ અવલોકન શક્તિ Individuality | ૮૪ | ૮૪ | ૮૪ | ૮૫ | ૮૫ |
| | (૧) (દૃશ્ય) પદાર્થ સંબંધી Physical (૨) માનસિક | | | | |
| ૨૯ આકૃતિ Form | ૮૫ | ૮૫ | ૮૫ | ૮૬ | ૮૬ |
| ૩૦ પ્રમાણશક્તિ | ૮૬ | ૮૬ | ૮૬ | ૮૬ | ૮૭ |
| ૩૧ ગુરૂત્વશક્તિ | ૮૭ | ૮૭ | ૮૭ | ૮૭ | ૮૮ |
| ૩૨ રંગજ્ઞાન colour | ૮૮ | ૮૮ | ૮૮ | ૮૮ | ૮૮ |

| માનસ શકિતઓ | ૭પ્રપુર્ણ Excess | ૬ પુર્ણ Powerful | ૪સધારણ Common | ૨ -ન Smal | ખી. નિ. C. R. |
|---|---|---|---|---|---|
| ૩૩ વ્યવસ્થા | ૮૯ | ૮૯ | ૮૯ | ૮૯ | ૮૯ |
| Order | (૧) ગોઠવણી સફાઇ.(neatness)(૨)નિયમિત ચોકસાઈ | | | | |
| ૩૪ Numberગણિત | ૯૦ | ૯૦ | ૯૦ | ૯૧ | ૯૧ |
| શકિત | ૧ અંકજ્ઞાન ૨ અડસટટા estimate | | | | |
| ૩૫ સ્થળજ્ઞાન | ૯૧ | ૯૧ | ૯૨ | ૯૨ | ૯૨ |
| Eventuality | ૧ મુસાફરી travel ૨ સ્થાન અને દેખાવોની યાદ શકિત | | | | |
| ૩૬ સ્મરણ શકિત | ૯૩ | ૯૩ | ૯૩ | ૯૩ | ૯૩ |
| Locatity | ૧ બનાવોની યાદ શકિત ૨ સંકલિત યાદશકિત | | | | |
| ૩૭ કાળ Time | ૯૪ | ૯૪ | ૯૪ | ૯૪ | ૯૪ |
| | ૧ તવારીખની યાદ (૨) તાલ Keeping measure | | | | |
| ૩૮ સંગિત શકિત | ૯૫ | ૯૫ | ૯૫ | ૯૬ | ૯૬ |
| Tune | ૧ સ્વરસાન ૨ આલાપશકિત Medulation | | | | |
| ૩૯ વકતૃત્વ શકિત | ૯૭ | ૯૭ | ૯૭ | ૯૭ | ૯૭ |
| Language | શબ્દ સ્મર્ણ શકિત ૨ વકતૃત્વ સકિત | | | | |
| ૪૦ તર્કશકિત | ૯૮ | ૯૮ | ૯૯ | ૯૯ | ૯૯ |
| Causality | ૧ યોજના (Planning) ૨ સમજશકિત reasoning | | | | |
| ૪૧ તુલના શકિત | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૧ | ૧૦૧ |
| Comparison | ૧ પ્રથકરણ ( demonstration ) ૨ સમા લોચના | | | | |
| ૪૨ અન્તર્જ્ઞાન | ૧૦૧ | ૧૦૨ | ૧૦૨ | ૧૦૨ | ૧૦૨ |
| Intuition | ૧ અંતર્દષ્ટિ Intuition ૨ દીર્ઘ દષ્ઠિ Foresight | | | | |
| ૪૩ સૌજન્ય Agree | ૧૦૩ | ૧૦૩ | ૧૦૩ | ૧૦૩ | ૧૦૩ |
| ableness. | ૧ નમતા કે વિવેક ૨ યોવનત્વ (youthfulness) | | | | |

## આગળ આપેલા કોઠાઓની સમજુતી.

શરીરની કુમાસ અને બીજી શારિરીક સ્થિતિઓ તથા માનસ શક્તિઓનું બળ દર્શાવવા માટે ૧થી૭ સુધીનું પ્રમાણ લેવામાં આવ્યું છે. ૧=ઘણુંજ થોડું, ૨=ન્યુન, ૩=ઠીક, ૪=સાધારણ (medium), ૫=યોગ્ય, ૬=પૂર્ણ, ૭=પ્રપૂર્ણ Excess એ શિવાય મસ્તક

તપાસવામાં નીચેની સંજ્ઞાઓ સાધારણ રીતે પાશ્ચિમાત્ય દેશોમાં વપરાય છે. કોઠામાં આગળ કે પાછળ +(વત્તા) ની સંજ્ઞા મૂકવામાં આવી હોય તો જાણવું કે જે ગુણનો આંક બતાવ્યો છે તે કરતાં કંઈક ગુણ વધારે છે અને—( બાદ ) નું ચિન્હ હોય તો તે ગુણ તેથી કંઇક ઓછો છે.

**૧ ઘણુંજ ન્યુન**—જ્યારે એક માનસ શક્તિ એટલી બધી ઓછી હોય કે તેની સત્તા અથવા પ્રભાવ ચારિત્ર્યમાં ભાગ્યેજ જણાય અને જો કે બીજી શક્તિઓની જોડે તે હોવા છતાં કોઈ પણ મહત્વના કાર્યમાં તેની અસર માલૂમ પડતી નથી ત્યારે આ શક્તિને જાગૃત કરવા લાંબી કેળવણી અને નિયમનની જરૂર પડે છે, અને કોઈ મહત્વનો ઉદ્દેશ હોય તોજ આ શક્તિ બરાબર રીતે ઉશ્કેરાય છે. **૨ ન્યુન**-અમુક શક્તિ જ્યારે સાધારણ કરતાં ઓછી હોય અને કોઇ કાર્યમાં આગળ પડતો ભાગ લેવા લાયક ન હોય ત્યારે આ સંજ્ઞા વાપરવામાં આવે છે. આ શક્તિ બીજી શક્તિઓને કામ પડતાં મદદ કરી શકે છે અને જરૂર પડતાં બીજી શક્તિઓને મદદ માટે ઉશ્કેરે છે. ૩ **ઠીક**-તે અરધા કરતાં ઓછી શક્તિ બતાવે છે આ સંજ્ઞાવાળી શક્તિ બહારના સંજોગો અનુસાર વર્તન કરવા ઉશ્કેરાશે ખરી પણ પોતાના જોખમે કાંઇ પણ કાર્ય માથે લેશે નહિ.

**૪ સાધારણ**—આ ચંચળ પણ પૂરા જુસ્સાવાળી નહિ એવી શક્તિ સુચવે છે. માનસચારિત્રમાં પોતાનો કાંઈક અવાજ એ રજુ કરી શકે પણ કેળવીને ખીલવ્યા શિવાય તે મહત્વની અને ઉપયોગી અસર કરી શકે નહિ. **૫ યોગ્ય** (યુક્ત) જુસ્સાદાર પ્રમાણ સુચવે

છે. માનસ ચારિત્રમાં સારી રીતે અસર કરી શકે છે પણ પ્રમાન કે સત્તા બજાવી શકતી નથી. આ સંજ્ઞાવાળી શક્તિ સમજાવી પટાવીને પોતાનું કાર્ય કરી શકે છે પણ તેનાથી ઇચ્છાશક્તિ ઉપર હુકમ બજાવી કાર્ય કરી શકાતું નથી. આવી રીતે જો વધારે શક્તિઓ આ અંશમાં હોય તો ચારિત્ર તેટલે અંશે સમતોલ ગણાય. આ સંજ્ઞા વધારે પડતું તેમજ ન્યુનતા બતાવતી નથી પણ ઉપયોગી જોઇએ તેટલું અને યોગ્ય ચારિત્ર માટે જરૂરનું પ્રમાણ બતાવે છે.

૬ **પૂર્ણ**—જોરદાર શક્તિ બતાવે છે. આની માનવચારિત્રમાં ખાસ છાપ પડે છે અને પોતે બીજી શક્તિઓને દોરવે છે. પૂર્ણ અવયવો ભેગા કરતાં ચારિત્રનું મહત્વનું બંધારણ ગણી શકાય. તે વ્યક્તિના કાર્યોમાં આજ શક્તિઓ મહત્વનો ભાગ ભજવે છે.

૭ **પ્રપૂર્ણ**—ઘણુંજ ન્યુનથી વિરૂદ્ધ આ અંશ છે. ઘણુંજ ન્યુન અને પ્રપૂર્ણ આ બન્ને અકુદરતી અંશો છે. જેમ ઘણુંજ ન્યુન હોય તેને ઘણી મહેનત લેઈ કેળવી ખીલવવાની જરૂર છે તેમ પ્રપૂર્ણ શક્તિને ખાસ મહેનત લેઈ નિયમમાં આણવાની જરૂર છે કારણકે તેના ઉપર ભરોસો રાખી શકાય નહિ આ અંશ બીજી નાની શક્તિઓને દબાવી બધા ઉપર કાબુ રાખી શકે છે અને ચારિત્રમાં તરતજ બહાર પડતો દેખાઇ આવે છે. આ અંશવાળી શક્તિ સહેલાઈથી ઉશ્કેરાઇ જાય છે તથા તેની ગતિ ઘણી મજબૂત હોય છે પણ તે રોગિષ્ટ બનવાનો તેમજ તેનો દુરૂપયોગ થવાનો સંભવ ઘણો રહે છે.

---



૮ કામવૃત્તિ પ્રપૂર્ણ.

જુઓ પૃષ્ટ ૪૩



૮ કામવૃત્તિની ખામી.



૯ દામ્પત્ય ધર્મ તથા ૧૦ વાત્સલ્ય ધર્મ પ્રપૂર્ણ જુઓ પૃષ્ટ ૪૬ અને ૪૭



નં. ૯ને ૧૦ની ન્યુનતા.

## લગ્ન માટેની યોગ્યતા અને અનુકુળ પસંદગી.

જ્યારે એક વ્યક્તિ સંપૂર્ણ સમતોલ પ્રકૃતિની હોય અને સઘળી માનસશક્તિઓ તથા સ્વભાવો યોગ્ય પ્રમાણમાં ખીલેલાં હોય તો તે પોતાના યુગલ માટે પોતાના જેવાજ બંધારણવાળી વ્યક્તિ પસંદ કરી શકે. પણ આવું બંધારણ જવલેજ મળી આવતું હોવાથી દરેક

વ્યક્તિએ પોતાના ખુટતા ગુણો બરાબર પૂરા પાડી શકે એવી વ્યક્તિ સાથે લગ્ન કરવું જોઇએ, જેથી હદ બહાર ખીલેલી શક્તિઓને બીજી વ્યક્તિની ન્યુન ખીલેલી શક્તિઓ નિયમમાં આણી શકે. જે વ્યક્તિને માટે આ કોષ્ટક તૈયાર કરવામાં આવે તેણે જન્મભર માટે એવી જોડી પસંદ કરવી કે જે આ કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે ઘણે અંશે હોય.

| | | | |
|---|---|---|---|
| જીવન પ્રકૃતિ. | વધારે | યોગ્ય | સાધારણ |
| પ્રવર્તક પ્રકૃતિ. | ,, | ,, | ,, |
| માનસ પ્રકૃતિ. | ,, | ,, | ,, |
| શરીરનો સાધારણ બાંધો. | ઉંચો અને મોટાંહાડકાનો | સાધારણ | ઠીંગણો અને ભરાવદાર |
| મસ્તકનું કદ | મોટું | સાધારણ | નાનું |
| વજન | ભારે | સાધારણ | હલકું |
| રંગ | શામળો | ઘઉં વર્ણો | ગોરો |
| ગૃહ સાંસારિક વૃત્તિઓ | પૂર્ણ | સાધારણ | ન્યુન પ્રમાણ |
| ઉત્સાહ | પૂર્ણ | યોગ્ય | નરમ |
| આત્મ શ્રદ્ધા | પૂર્ણ | યોગ્ય | નરમ |
| ડહાપણ | પૂર્ણ | યોગ્ય | ઓછું |
| ઉત્કર્ષાભિલાષા | પૂર્ણ | યોગ્ય | નરમ |
| કરકસર | પૂર્ણ | યોગ્ય | થોડી |
| શોધક બુદ્ધિ | પૂર્ણ | સાધારણ | નરમ |
| કાર્યકારણ શક્તિઓ | પૂર્ણ | સાધારણ | નરમ |
| વ્યવહાર કુશળતા | પૂર્ણ | યોગ્ય | થોડી |
| યોજક બુદ્ધિ | પૂર્ણ | યોગ્ય | થોડી |
| વાર્તાલાપ શક્તિ | પૂર્ણ | યોગ્ય | થોડી |
| નીતિ અને ધાર્મિક શક્તિઓ | પ્રપૂર્ણ | યોગ્ય | સાધારણ |

# ધંધો કે નિર્વાહના સાધનની પસંદગી.

| | |
|---|---|
| વ્યાપારી ધંધાઓ. | |
| સાક્ષરી ધંધાઓ. | |
| કળા પ્રદર્શક ,, | |
| કારીગરના ,, | |
| વિજ્ઞાનના ,, | |
| પરચુરણ ,, | |
| મિત્રતા કોની કરવી. | |
| કસરત અને ખોરાક | |
| વિશેષ હકીકત | |

ધંધાઓ અને નિર્વાહના સાધનોની લાંબી યાદી માટે જુઓ પૃષ્ઠ ૧૦૫-૧૦૬ તથા તેને પસંદ કરવાની સમજુતી માટે જુઓ પૃષ્ઠ ૧૦૭ તથા ૧૦૮.

મસ્તક તપાસનારને કાંઇ વિશેષ હકીકતો ઉમેરવી હોય તો તે એ કોરાં પાન દાખલ કરી ઉમેરવી.

## મસ્તકશાસ્ત્રના મૂળ તત્વો. PHRENOLOGY.

" બુદ્ધિવાન્ ગવરનરના હાથમાં મસ્તકશાસ્ત્ર સુધારા માટે અનહદ શક્તિવાળું એનજીન થઈ પડશે, જેથી માનવ સંસ્થાઓ પૂર્ણ કરી શકાશે અને સાર્વજનિક ભલું, સુખ. શાંતિ, સુલેહ અને નિયમ ફેલાશે. ( જ્યોર્જ એસ. મેકેન્ઝીનો કોલોનીઅલ સેક્રેટરી સાથેનો પત્રવ્યવહાર. )

I look upon Phrenology as the guide to Philosophy and the handmaid of Christianity. Whosoever disseminates true Phrenology is a public benefactor. *Horace Mann.*

મસ્તક શાસ્ત્ર અને મુખલક્ષણ શાસ્ત્ર એ બુદ્ધિનું શાસ્ત્ર છે, જ્યારે આપણે કોઇ પણ વિષય સંબંધી કેટલાક સુત્રો શીખી તથા બીનાઓનું અવલોકન કરી પછીથી તેનું પૃથક્કરણ કરી વર્ગ પાડીએ ત્યારે તે વિષયનું શાસ્ત્ર તૈયાર કર્યું એમ કહી શકાય. આવીજ રીતે આપણને ખગોળવિદ્યા, ભૂસ્તર શાસ્ત્ર, શારીર વિજ્ઞાનશાસ્ત્ર વિગેરે પ્રાપ્ત થયાં છે, જેમ પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર પદાર્થ સબંધી અને ગણિતશાસ્ત્ર આંકડાઓ સંબંધીનું વર્ગીકરણ થયેલું જ્ઞાન છે, તેમ મસ્તકશાસ્ત્ર અને મુખલક્ષણશાસ્ત્ર બુદ્ધિમાન અવલોકન કારોએ બુદ્ધિ સંબંધી જે જે જ્ઞાન ભેગું કરેલું છે તેનું વ્યવહારમાં ઉપયોગમાં આવે તેવી રીતે વર્ગીકરણ કરી નિયમો ઉપજાવી કાઢી તૈયાર કરેલું શાસ્ત્ર છે.

આ વિદ્યાના મૂળ શોધકો માટે તથા આ વિદ્યા સંબંધી વિદ્વાનો અને ડાકટરોના શા અભિપ્રાય છે તથા તેના સમર્થનમાં

દાખલા દલીલો આપવાનું હવે પછીના પ્રકરણ માટે રહેવા દેઈ અત્રે ફક્ત તેના મૂળ તત્વો તથા કંઈક સમજુની સરળતા માટે આપવી ઉચિત છે.

મન પોતાનું સઘળું કાર્ય ફક્ત મગજદ્વારાજ કરે છે એ સિદ્ધ થયેલું છે. અને આ મગજ ઉપર ખોપરીનું ઢાંકણ બરોબર રીતે બંધબેસતું મુકવામાં આવ્યું છે, આથી મનુષ્યના માથાની ખોપરીનું નિરીક્ષણ કરવાથી તેમાં રહેલા ગુણો, કળાઓ, લાગણીઓ અને શક્તિઓ વગેરેનું માપ જણાય છે. એટલુજ નહિ પણ તે પ્રત્યેકને ખીલવી તેમાં રહેલી ખામીઓને સુધારી તેમાં ( કેટલેક અંશે ) સુધારો વધારો કરી શકાય એમ છે. મન જેવા વિચાર સેવે છે, તેવાજ મગજ દ્વારા પોષાઇ બહારની કૃતિમાં આવે છે.

જેમ સા, રી, ગ, મ, ના સપ્ત સુરના સંયોગથી આખું ગાયન શાસ્ત્ર બન્યું છે, જેમ સ્વર અને વ્યંજનના જોડાણથી સાહિત્ય તૈયાર થયું છે, તેમ મનની ૪૩ શક્તિઓના જોડાણથી ભિન્ન ભિન્ન માણસોની જુદી જુદી બુદ્ધિ, લાગણીઓ અને ચારિત્રો નજરે પડે છે. મગજ એક વાજીંત્ર છે, મન તેનો વગાડનાર છે. જેમ વાજીંત્રની એકાદ કળ કે તાર બગડતાં તેથી તે સ્વર બરાબર વાગી શકતો નથી પણ બાકીના સ્વરો બરોબર વાગે છે અને પોતાનું કાર્ય બજાવે છે, તેમજ મનની એકાદ મનોવૃ[illegible]ગડી જાય તોપણ તેથી મનુષ્યનું આખું મગજ નિરૂપયોગી થઇ જતું નથી, પણ માત્ર જે મનોવૃત્તિ બગડી હોય તેટલાજ પુરતું તે નિરૂપયોગી રહે છે.

એક મનોવૃત્તિ જેટલા અંશમાં બગડેલી હોય છે, તેટલાજ અંશમાં તેની વિક્રિયા રૂપ ગાંડપણ માલમ પડે છે. આવી રીતે કોઇ બગડેલી મનોવૃત્તિને સુધારી તેમજ તેને વધુ પ્રમાણમાં ખીલવી અગર તો કાબુમાં આણી શકાય એમ છે.

# મસ્તકશાસ્ત્રમાં માનસિક શક્તિઓના વર્ગો.




પૃષ્ટ ૫ થી ૮ માં બતાવેલ આ ત્રેતાલીસ શક્તિઓના નીચે મુજબ સાત વર્ગ પાડવામાં આવેલા છે.

**(૧) આત્મરક્ષક શક્તિઓ—** આ શક્તિઓ કાનની આસપાસ રહેલી છે. આમાં ૧ થી ૭ શક્તિઓનો સમાવેશ થાય છે. આ શક્તિઓ મનુષ્યના શરીરની જરૂરીઆતો પુરી પાડવાનું કાર્ય કરે છે એ જો વધુ પ્રમાણમાં ખીલેલી હોય તો કાનની આસપાસનો ભાગ ભરાવદાર થાય છે.




**(૨) ગૃહ સાંસારિક વૃત્તિઓ—**

જેમાં ૮ થી ૧૩ સુધીની શક્તિઓનો સમાવેશ થાય છે. આ મૂળાધાર રૂપ છે. આ જો વધુ પ્રમાણમાં ખીલેલી હોય તો મગજનો પાછલો અને નીચેનો ભાગ જે કાનની પછવાડે આવેલો છે તે વધે છે. આ વૃત્તિઓ વડે ઘર કુટુંબ, જ્ઞાતિ અને પ્રજાકિય મંડળો બને છે.

**(૩) ઉત્કર્ષકશક્તિઓ**—આમાં ૧૪ થી ૧૮ સુધીની શક્તિઓનો સમાવેશ થાય છે. તેઓ મગજની પાછલી બાજુના ઉપલા ભાગમાં આવેલી છે. તે ભાગ આ શક્તિઓના વધારાથી ઉંચો અને ભરાવદાર બને છે. આ ઉત્કર્ષક શક્તિઓનું સ્થાન સાંસારિક ધાર્મિક અને પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓની વચમાં રહેલું હોવાથી તેઓ મનુષ્યને ઉન્નત અને ડહાપણવાળો તથા દઢ બનાવે છે.

**(૪) નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ**—આમાં ૧૮ થી ૨૨ સુધીની શક્તિઓ સમાયલી છે. આ શક્તિઓ માથાની ઉપર આગલા ભાગમાં આવેલી છે જો આ વૃતિઓ બરાબર ખીલેલી હોય તો તે ભાગ ઉંચો અને પહોળો થાય છે. આથી માણુસ દયાવાન ધાર્મિક ભક્તિભાવવાળો અને ન્યાયી બને છે.

**(૫) પ્રાવિણ્યપ્રદાયક શક્તિઓ**—આમાં ૨૩ થી ૨૭ સુધીની શક્તિઓ રહેલી છે. આ શક્તિઓનું સ્થાન મગજમાં સાંસારિક વૃત્તિઓ, પશુ વૃત્તિઓ, નૈતિક અને બુદ્ધિ શક્તિઓ તથા ઉત્કર્ષક શક્તિઓની મધ્યમાં મુકવામાં આવ્યું છે. આ શક્તિઓ બીજી દરેક શક્તિઓને સંસ્કારી અને કોમળ બનાવે છે. આથી મનુષ્યમાં કળાકૌશલ્ય, સંગીત, સૃષ્ટિસૌન્દર્ય તરફનો શોખ તથા રસિકતા આવે છે. સાહિત્ય કાવ્યો હાસ્યરસ યુક્ત નાટકોનો શોખ એ આ શક્તિઓનું કાર્ય છે.

**(૬) અવલોકન અને ધારણાત્મક શક્તિઓ**—આમાં ૨૮ થી ૩૯ સુધીની શક્તિઓનો સમાવેશ થાય છે. આ શક્તિઓ કપાળમાં આંખની આજુબાજુ આવેલી છે તેથી માણુસમાં ચોક-

સાઈથી નિરીક્ષણુ કરવાની શક્તિ તથા ચિત્રકળાનો શોખ અને વ્યવહાર કુશળતા યાદશક્તિ અને વક્તૃત્વશક્તિ આવે છે.




(૭) **બુદ્ધિ અથવા મનનાદિ શક્તિઓ**—આમાં ૪૦ થી ૪૩ સુધીની શક્તિઓ રહેલી છે. આ શક્તિઓ કપાળના ઉપલા ભાગમાં રહેલી છે. આથી મનુષ્ય ઘણો વિચારશીલ તર્ક કરનાર અને બુદ્ધિશાલી બને છે.

આ સંબંધી વિશેષ માહીતિ મેળવવા માટે **મસ્તકશાસ્ત્ર** (કીંમત દશ આના) વાંચવાની ભલામણ કરવામાં આવે છે. તેમાં દરેક માનસિક શક્તિઓનું વિગતવાર વર્ણન તથા તેનું ચોક્કસ સ્થાન બતાવેલું છે. તેમજ તે દરેકને કેવી રીતે ખીલવી શકાય તથા તેને કાબુમાં રાખી શકાય તે વિસ્તારથી બતાવેલું છે.

# મસ્તક શાસ્ત્રનો શોધક કોણ અને તે કેવો હતો?

" When the question arises, of the structure and functions of the brain, it is with unshaken confidence that I consider myself in advance of all my predecessors and contemporaries. I claim to be the first who has laid down sound principles according to which the brain ought to be studied; the first who has passed the barrier which false philosophy and superstition opposed to the physiology of the brain; the first who has distinguished general attributes from the fundamental faculties of the mind and carried these researches through the whole animal kingdom and has studied thousands of animals in common with their instincts and known capacities, in relation to the eoenfiguration of their brains, in both species and individuals. No one before me has discovered and pointed out that the means of discovering the sources of each instinct, propensity sensation and 1 claim to bethe first who has demonstrated them on incontrovertible facts, physiologica and pathological and by numerous researches into the comparative anatomy and physioiogy of all the animal tribes.

**Dr. Gall.**

આ મસ્તક શાસ્ત્ર કોણે શોધ્યું ? ઉપરોક્ત કહેનાર સાહસિક માણસ કોણ છે અને તેની લાયકાત શી તે જાણવા સહજ જીજ્ઞાસા

થાય. સત્તરમાં સૈકાના આખરે એક ઓસ્ટ્રીયન બાળકે નિશાળમાં ભણતાં ભણતાં આ શાસ્ત્રની રૂપરેખા શોધી અને પુષ્પ વયે પુગતાં શારીર વિજ્ઞાનશાસ્ત્રની મદદ વડે મન સંબંધી અનેક શોધો કરીને માનસ શાસ્ત્રની જુની પદ્ધતિઓ ફેરવી નાખી. આ ઓસ્ટ્રીયન બાળક બીજું કોઇજ નહિ, પણ પાછળથી ડૉકટર ફ્રાન્સીસ જોસેફ *ગાલ તરીકે પ્રખ્યાત થયેલ વ્યક્તિ હતી. ડો. ગાલની શોધખોળ માટે ડો. લોડર Loder નીચે મુજબ કહે છે.

"ડો. ગાલે મગજ સંબંધી જે શોધખોળ કરી છે તે અતિશય અગત્યની છે. ડાક્ટર રીલે ( Reil ) જેમ કહ્યું છે કે આખી જીંદગીમાં એકમાણસ જેટલી શોધખોળ કરી શકે તે કરતાં વધારે શોધખોળ ડોકટર ગાલે કરી છે તે સાથે હું સંપૂર્ણ મલતો થાઉં છું. મને શરમ લાગે છે કે બીજા ડાકટરો માફક મેં પણ ૩૦ વરસ સુધી પનીરની કાતરીઓ કાપીએ એમ ભેજાં કાપ્યાં છે પણ બહુ ઝાડોની ઘટાને લીધે (ખરૂ) જંગલ જોઇ શકયો નથી. સારામાં સાર જે આપણે કરી શકીએ તે એટલુંજ છે કે જે સત્ય છે તે સાંભળવું અને જેથી આપણે અજ્ઞાત છે તે શીખવું"

ડોકટર ગૅાલે પોતાના જીવન દરમીયાન અનેક અખતરા અને વાઢકાપ કરી તથા જનસમૂહમાં ભળી તુલનાત્મકજ્ઞાનથી ઘણી શોધો કરી તેણે તે જ્ઞાન પુસ્તક રૂપે બહાર પાડયું જે વિષે ડો૦ બનાર્ડ હોલેન્ડર ( M. D. London ) નીચે મુજબ જણાવે છે.

---

*ડૅા૦ ફ્રાન્સીસ જોસેફ ગાલ—જન્મ ૯ મા માર્ચ ૧૭૫૮ ટીફેનબ્રન વિએનામાં દાકટરના ધંધામાં એણે ઘણી પ્રખ્યાતી મેળવી. એ મસ્તક [illegible]ી. શોધખોળો પણ વિએનામાંજ કરી. કેટલોકવખત યુરોપમાં [illegible]ણો આપી આ વિદ્યાનો પ્રચાર કર્યો મૃત્યુ ૨૨ ઓગસ્ટ

"ગાલે જે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે તે તેના વિજ્ઞાનના વિષયમાં સખત અને ચાલુ મહેનતથી કરેલા અખતરાઓનું પરિણામ છે જે સંબંધી એના અનુયાયીઓનો મોટો ભાગ જાણતો પણ નહતો."

વળી સર ફ્રેડરીક બેટમેન લખે છે કે

"હું તેના પુસ્તકોને જ્ઞાનનો વિશાળ ભંડાર રૂપ માનું છું અને હાલના જમાનાના મોટામાં મોટા તત્વવેતામાંના એકની બુદ્ધિ અને ઉદ્યોગનું કદી નાશ ન પામે એવું સ્મરણ ચિન્હ તરીક હું તેને જોઉં છું"

ડૉ ગૉલે જે શાસ્ત્ર તૈયાર કર્યું. તેનો જીવનના વ્યવહારમાં ઉપયોગ થઇ શકે એમ છે? હા. **ઘણા બુધ્ધિવાન મનુષ્યોએ તેનો વ્યવહારમાં ઉપયોગ કર્યો છે.** અનેક તપાસ પછી **સર જોન ફ્રોર્બ્સ** (M. D.) લખે છે કે,

"**મસ્તકશાસ્ત્ર**માં એવા સિદ્ધાંતો છે કે જે દાકતર, તત્વવેત્તા અને પરોપકાર વૃત્તિવાળા પુરૂષોને સામાન્ય રીતે રસ ભરેલા અને તદન વ્યવહારોપયોગી થઈ પડે છે અને તેથી અત્યારસુધીમાં આ વિષય ઉપર આપણા લોકોએ જેટલું ધ્યાન આપ્યું છે તેકરતાં વધારે કાળજીથી, ગંભીરતાથી અને નિષ્પક્ષપાતપણે જોવાની જરૂર છે."

## ડૉ. ગ્રે તેને સાદામા સાદી પદ્ધતિ કહે છે.

જે શકિતઓ (લાગણીઓ અને જુસ્સાઓ) ખરેખરી રીતે કાર્યના કારણભૂત છે તે તરફ ધ્યાન ખેંચવા માટે ગાલ અને તેના અનુયાયીઓને ઘણું માન ઘટે છે અને મનુષ્યના મન સંબંધી મોટામાં મોટી વ્યવહારૂ અને તે સાથે સાદામાં સાદી સરળ પદ્ધતિ શોધી કાઢવા માટે તેમનાંજ વખાણ કરવાં પડે છે. ( ડૉ૦ ગ્રે. લંડનની કીંગ્સ કોલેજના મેડીસીનનો પ્રોફેસર)

• તે ઉપરાંત અમેરીકાનો મહાન્ ભાષણકાર, તત્વવેતા અને ધર્મ ગુરૂ **રેવ૦ હેન્રી વોડ બીચર** કહે છે કે “ મારી આખી જીંદગી દરમ્યાન જીવનના વ્યવહારના કાયદાઓ ઉકેલવા હંમેશાં **મસ્તકશાસ્ત્ર** વાપરતો આવ્યો છું. જો કે એ પદ્ધતિ તદ્દન પૂર્ણ છે એમ હું માનતો નથી તો પણ તે માટે મારો એટલો તો મત છે કે માનસ તત્વજ્ઞાનની બીજી કોઇપણ પદ્ધતિ કરતાં આ પદ્ધતિ ઘણીજ ઉપયોગી અને ઘણીજ વ્યવહારૂ અને ડહાપણ ભરેલી છે.’

ડો. ગાલે પોતાનું તન મન અને ધન આ શાસ્ત્ર પાછળ ખરચ્યું છે અને તેનો હવે દરેક દિશામાં લાભ લેવાય છે ગુન્હેગાર ઓળખવામાં ચોર ખુની લુચ્ચા લફંગા પારખવામાં બીજી કઇ વિદ્યા મદદ કરી શકે એમ છે? સુધરેલા દેશની પોલીસને કઇ વિદ્યા જન સમાજના જાન માલનું રક્ષણ કરવામાં સરળતા કરી આપે છે?

**છુપી પોલીસ (ડીટેકટિવો) ને તો તે આશીરવાદ રૂપ છે. મી. હેવલોક એલીસ કહે છે કે.**

“ ગૉલને ‘ક્રીમીનલ એન્થ્રોપોલોજી’ (ગુન્હેગાર લોકો પારખવાના) વર્તમાન સમયના શાસ્ત્રનો આદ્ય શોધક ગણવામાં આવ્યો છે તે કાંઇ વિના કારણ નથી. તે તેનો મોટામાં મોટો ઉત્પાદક હતો. ”



નં. ૫ નિગ્રહવૃત્તિ જુઓ
પૃષ્ટ ૫૭

**ગાંડપણનાં ચોક્કસ કારણ જાણવા માટે તથા ઉપાયો કરવાની સરળતા માટે મસ્તકશાસ્ત્ર ખાસ જરૂરી છે.**

"હું વગર અચકાયે જણાવું છું કે આ મારો પકકો સિદ્ધાંત થયો છે કે કોઈ પણ માણસ વ્યવહારિક મસ્તકશાસ્ત્રનું સારૂ જ્ઞાન ન મેળવતો જુદા જુદા પ્રકારોના ગાંડપણના ઇલાજ કરવામાં તે કદી પણ ઘણો ફતેહમંદ થશે નહિ. અને હું ઉમેરીશ કે "આ હ્યુનેટીક એસાઈલમનું" મોટું ખાતું જેના મુખ્ય વૈદકીય અમલદાર તરીકે મેં ઘણા વરસો સુધી ઉપરીપણું ભોગવ્યું છે તેમાં જે કાંઇ ફતેહ મેળવી છે તે ફકત મારા મસ્તકશાસ્ત્રના જ્ઞાનનેજ આભારી છે." ડૉ૦ જેમ્સ સ્કોટ.
( રોયલ હોસ્પીટલ હસ્લર. )

મનુષ્યને ઓળખવા માટે અને વ્યવહાર સરળ કરવા માટે મસ્તકશાસ્ત્રથી વધારે સારૂ મળવું મુશ્કેલ છે.

માનવ શારીર વિજ્ઞાન તરફ સાધારણ રીતે અને મસ્તકશાસ્ત્રની વિદ્યા તરફ મુખ્યત્વે કરીને છેલ્લાં ૨૦ વરસ દરમ્યાનમેં ઘણું ધ્યાન આપ્યું છે અને મને જીવતામનુષ્યોના માથાનો આકાર અને કદના સાથે તેમની બુદ્ધિ અને માનસીક ચારિત્રની સરખામણી કરવાની ઘણી તક મળી છે. વળી મરી ગયેલા માણસોના માથાંના બીબાં તથા ખોપરીઓને હું હંમેશ તપાસતો રહયો છું. અને તેઓ જીવતા હતા તે વખતે તેમણે કરેલાં કાર્યોની અને તેમના જણાયલાં માનસિક ચારિત્રની સરખામણી કરતાં મેં શોધી કહાડયું છે કે તેઓની બુદ્ધિની શકિતઓ તથા સ્વાભાવિક વલણો અને માથાના કદ અને આકાર સાથે સંબંધ રહેલો મને હમેશાં માલુમ પડયો છે.

અને તેથી આ અચકાયા વગર કહી શકું છું કે ઉપલા કારણો તથા લાંબા અભ્યાસ અને કાર્યકારણોના અવલોકનથી મારો દઢ મત બંધાયો છે કે મગજના કદ અને આકાર વડે મનુષ્યનાં સ્વભાવિક વલણો એટલે સુધી જાણી શકાય છે કે આ બાબતમાં જે મનુષ્યોને ખાસ વ્યવહાર અનુભવ છે તેઓ જીવતા મનુષ્યોમાં સારા સ્વભાવના અને ઉછાછળા અને જોખમકારક વલણોવાળા મનુષ્યો ઓળખી કાઢવા એ તેમને માટે ખરેખર બનવાજોગ છે. વીલીઅમ વેર એમ ડી૦ ( એડીટર ગ્લાસગો મેડીકલ જરનલ લેકચરર "મેડીકલ પ્રેકટીસ" સર્જન ઇનફરમેટરી ગ્લાસગો. )

પ્રખ્યાત વિવેચક મી. **જોન મોર્લી (હાલ લોર્ડ મોર્લી અને માજી હીંદી પ્રધાન)** ડૉ. જોર્જ કોમ્બેના મસ્તકશાસ્ત્રના ગ્રંથ ઉપર ટીકા કરતાં જણાવે છે કે "કોન્સ્ટીટયુશન ઓફ મેનના કર્તાએ જે કામ કર્યું છે તેના કરતાં વધારે સારૂ કામ થોડાજ મનુષ્યોએ કર્યું છે. તે યાદગાર પુસ્તક કે જેનાં સિદ્ધાંતો હવે એક અથવા બીજી રીતે (આકારમાં) બધા બુદ્ધિશાળી મનુષ્યો સ્વીકારતા થયા છે તે જયારે પ્રથમ પ્રગટ થયું ત્યારે તે અજાયબ કરનારૂં હતું."

"પૃથ્વી ફરે છે તથા શરીરમાં લોહી ફરે છે એ વગેરે શોધખોળો બુદ્ધિશાળી મનુષ્યોની શકિતનું નિદર્શન કરાવે છે. તે જનસમાજને ઉપયોગી થઇ પડે અને ધ્યાન ખેંચે એમ છે; પણ તેનાં પરિણામો સાથે ડાકટર ગાલની મગજના કાર્ય સંબંધીની શોધખોળોથી જે પરિણામો ઉપજયાં છે તેને સરખાવીએ તો આગળ થયેલી શોધો વિશાત વગરની જણાશે ડોકટર ગાલની શોધખોળોની પદ્ધતિ અને તેનાથી આખરે નીપજતાં પરિણામોનો જયારે બરોબર ખ્યાલ કરવામાં આવશે ત્યારે તે મહાન પુરૂષની યાદગારી તરફ હવેનો જમાનો પૂરેપૂરૂં માન બતાવશે એ સંબંધી મારી ખાત્રી છે."*

આ શાસ્ત્રના સિદ્ધાંતો જેમ જેમ વધારે જાહેરમાં આવશે અને તેની કદર થશે તેમ તેમ મનુષ્યના જીવનની ઘટનાઓમાં તેનો ઉપયોગ વધતો જશે એવી ખાત્રી છે. અને આખરે તેઓ સાબીત કર્યા વગર રહેશો નહિ કે મનુષ્ય જાતના કલ્યાણ અને સુખને માટે આ શાસ્ત્ર ખરેખર ઘણું ઉપયોગનું છે. **ઈ. બારલો.**

(M, D. Edin M. R. C. S. Ire F. R, C. S. Lon.)

---

*જયોર્જ કોમ્બ. (સ્કોટલાંડનો એક વિદ્વાન ડોકટર.)

"મેં તેના (મસ્તકશાસ્ત્રના) સત્યોનો ઘણા મનુષ્યો ઉપર ઉપયોગ કર્યો છે, જેમનાં ચારિત્ર તેનાથી ચોકસાઇથી અને ખાત્રીથી ખુલ્લાં કરી શકાયાં છે. છેલ્લાં દશ વરસથી મેં જાહેર રીતે 'એનેટોમી' અને 'ફીઝીઓલોજી'માં મસ્તકશાસ્ત્ર શીખવવા માંડયું છે અને હું કહેતાં અચકાતો નથી કે મારા મત પ્રમાણે તે સત્ય ઉપર સ્થપાયેલું શાસ્ત્ર છે અને તેનો ઘણી અગત્યની અને વ્યવહારૂ બાબતોમાં ઉપયોગ થઇ શકે એમ છે." **ડો. રોબર્ટ હન્ટર** (M. D. પ્રોફેસર એનોટોમી એન્ડરસોનીયન યુનીવરસીટી ગ્લાસગો.)

"દુનિયાને અર્પવામાં આવેલી મન સંબંધી ફીલસુફીઓમાં મસ્તકશાસ્ત્રજ ફક્ત વ્યવહારૂ અને સર્વ સ્થળે લાગુ પાડી શકાય એવી ફીલસુફી છે" **ડો. વીલીઅમ ગ્રેગોરી** (F. R. S. E.)

મનુષ્યની ઈચ્છા અને વિચાર તેના મગજ ઉપર લખાયલા હોય છે કારણકે ઇચ્છા અને વિચારોની શરૂઆત મગજમાંથી થાય છે અને શરીરના અવયવોમાંથી તેઓ પસાર થઇ વિરામ પામે છે તેથી જે જે મનમાં હોય તે તે મગજમાં હોય છે અને મગજમાંથી શરીરના અવયવોમાં ક્રમ પ્રમાણે રહે છે. આવી રીતે એક માણસ પોતાના શરીરના બંધારણમાં પોતાનું જીવન આલેખે છે. અને આ પ્રમાણે તેના શરીરના બંધારણમાંથીજ તેનું. આત્મચરિત્ર" દેવદૂતો " ખોળી શકે છે .**Swedenbarg સ્વીડનબર્ગ**

## સ્વભાવને અનુકુળ શિક્ષણ

માણસ જન્મે છે ત્યારથીજ તેનામાં કોઇ ખાસ સંસ્કાર હોય છે, જન્મથીજ તેનામાં કોઇ ખાસ કામ કરવાની લાયકાત હોય છે તો તેને અનુસરતું શિક્ષણ, તેવા ધંધાનું શિક્ષણ મળવું જોઇએ. આ સંસ્કાર પછી પુનર્જન્મના સિદ્ધાંતને લઇને હોય અગર વંશપરંપરાગત હોય. **મીસીસ એની બીસેંટ.**



૧૨ સ્વસ્થાન પ્રીતી

જુઓ પૃષ્ટ ૫૦

પ્રપૂર્ણ



નં. ૧૨ના ખામી.

નં. ૧૩ એકા-
ગ્રતા પ્રપૂર્ણ
જુઓ પૃષ્ટ ૫૧



નં. ૧૩
ની ખામી



૪ વિતૈષણા
પ્રપૂર્ણ ખામી
જુઓ પૃષ્ટ
૫૬.



નં. ૭ શોયબળ
પ્રપૂર્ણ જુઓ
પૃષ્ટ ૬૧



નં. ૭
ની ખામી

# આગળ આપેલા ફોટાઓની ટુંક સમજુતી તથા તેમાં માલૂમ પડતા મૂખ્ય ગુણો.

**ઓ. એસ. ફાઉલર**—અમેરિકાનો વિદ્વાન મસ્તક શાસ્ત્રી ૧૮ ભક્તિભાવ, ૨૨ પરોપકાર વૃત્તિ અને ૪૨ અંતર્જ્ઞાન પ્રપૂર્ણ.

**મીસીસ એની બીસેંટ**—૩૯ વકતૃત્વશક્તિ તથા નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ પ્રપૂર્ણ. [ પૂર્ણ પ્રવર્તક પ્રકૃત્તિ

**માર્ટીન લ્યુથર**—૨૧ આત્મનિષ્ટા, ૬ વિનાશક વૃત્તિ પ્રપૂર્ણ.

**દાદાભાઈ નવરોજી**—૨૨ પરોપકાર વૃત્તિ, ૨૪ સૌન્દર્ય પ્રેમ તથા બુદ્ધિ આદિ શક્તિઓ પ્રપૂર્ણ તથા સમતોલ પ્રકૃતિ.

**ડૉ. જયોજ કોમ્બ**—માનસ પ્રકૃતિ પ્રપૂર્ણ. [ગણિત ન્યુન

**પ્રેસિડન્ટ લીન્કન**—૨૨ પરોપકાર વૃત્તિ, ૧૭ દઢતા પ્રપૂર્ણ પ્રવર્તક પ્રકૃતિ. [સીવીલ વોર પછીના ફોટામાં વિનાશકવૃત્તિ વધારે છે.

**ખુની અને ચોર**—૧ કામવૃત્તિ, ૧૭ દઢતા, ૬ વિનાશક વૃત્તિ, વિત્તૈષણા, નિગ્રહવૃત્તિ, ગણિત શક્તિ અને અવલોકનાદિ શક્તિઓ પ્રપૂર્ણ, ૧૮ ભક્તિભાવ આદિ ધાર્મિક અને નૈતિક શક્તિઓ અને ૪૧ તુલના શક્તિ ૨૧ આત્મનિષ્ટા ન્યુન.

**દયાનંદ સરસ્વતિ**—૧૮ ભક્તિભાવ, ૧૭ દઢતા, ૬ વિનાશક વૃત્તિ, ૩૩ વ્યવસ્થા, ૩૬ સ્મર્ણ શક્તિ તથા ૨૮ અવલોકન શક્તિ પ્રપૂર્ણ. [૨૨ પરોપકારવૃતિ પૂર્ણ, ૪૩ સૌજન્ય ન્યુન

**વકતૃત્વ શક્તિવાળું એક બાળક**—૩૯ વકતૃત્વ શક્તિ, ૨૭ હાસ્ય વૃત્તિ પૂર્ણ. ૨૬ અનુકરણ શકિત, ૨૮ અવલોકન શકિત, ૨ અહારેચ્છા ૬ વિનાશકવૃત્તિ પૂર્ણ

**રણજીતરામ વાવાભાઇ**—માનસ પ્રકૃતિ, અવલોકન અને ૨૬ બુદ્ધિ આદિ શક્તિઓ પ્રપૂર્ણ, ૪૩ સૌજન્મ પ્રપૂર્ણ. [પ્રપૂર્ણ કુમાસ

**લોર્ઇડ જોર્જ**—૩૬ સ્મર્ણ શક્તિ, ૨૮ અવલોકન, ૨૯ આકૃતિ, ૩૦ પ્રમાણુ શક્તિ, ૩૪ ગણિત શક્તિ, ૩૩ વ્યવસ્થા પૂર્ણ સમતોલ પ્રકૃતિ. [પૂર્ણ સંયોજક શકિત.

**લોર્ડ હાર્ડંજ**—૪૩ સૌજન્ય, ૨૨ પરોપકારવૃત્તિ પ્રપૂર્ણ

**ના. વી. જે. પટેલ**—પરોપકાર વૃત્તિનો આગલો ભાગ ( જુઓ પૃષ્ટ ૭૪ ) જેથી જનસમાજના કલ્યાણ તરફ ધ્યાન આપવાની વૃત્તિ પેદા થાય છે તે ધણા મોટા પ્રમાણમાં.

**નૃસિંહાચાર્ય**—૧૯ અધ્યાત્મ વૃત્તિ ૧૮ ભકિતભાવ, ૨૫ મહાશયત્વ, ૪૦ તર્કશકિત ૪૧ તુલના શકિત, ૪૨ અન્તર્જ્ઞાન પ્રપૂર્ણ.

**ઉદાર અને કંજુસ***—નીચેની ફુટનોટ જુઓ.

* મસ્તકશાસ્ત્ર ( Phrenology ) અને મુખલક્ષણશાસ્ત્ર ( Physiognomy ) તુલનાત્મક વિદ્યાઓ હોવાથી તેનો બરાબર ખ્યાલ આવવા માટે અને તુલના કરવા માટે ઉદાર અને કંજુસ તેમજ મીસ નાઇન્ટીગેલ અને એક જંગલી સ્ત્રીના ફોટાગ્રાફો તથા પ્રેસીડેન્ટ લીન્કનની યુવાન અવસ્થાનો અને સીવીલ વોર પછીથી તેના મસ્તક અને ચહેરામાં થયેલા ફેરફારનો ફોટોગ્રાફ આપીએ છીએ જેથી સરખામણી કરી સમજવું સરલ થશે.

# મસ્તક શાસ્ત્ર.

વિષયના પ્રમાણમાં સારી રીતે ખીલેલી માનવ ચારિત્રની કોઈ પણ પદ્ધતિ હોય તો તે ફકત મસ્તક શાસ્ત્રજ છે.

પ્રોફેસર બેઇન ( આબર્ડીન યુનીવરસીટી )

મસ્તક શાસ્ત્ર એક શાસ્ત્ર છે કે જેના મુદ્દાસરના સત્ય અને અતિશય અગત્યતા ઉપર હવે મને જરી પણ શક નથી. તે ખરેખર શાસ્ત્રીય પાયા ઉપર રચાયલું છે. આલ્ફ્રેડ રસેલ વોલેસ.

" મેં મસ્તક શાસ્ત્ર જાણ્યું ત્યાર પહેલા મારા શીષ્યો માફક હું પણ આંધળા જેવો અંધારામાં રસ્તો શોધવા ફાંફાં મારતો હતો. "

ડોકટર હોઉ (તે આંધળાઓ માટેનું પર્કીન ઈન્સ્ટીટયુટનો સ્થાપક. )

મસ્તક શાસ્ત્રને વિજ્ઞાનના અભ્યાસના ક્રમમાં મૂકવાનું કામ જો કે ઘણું અઘરૂં છે છતાં પણ હવે આગેવાન વિજ્ઞાન શાસ્ત્રીઓ ધીમે ધીમે તેની કદર કરતા જણાય છે. તત્સંબંધી થોડાક અભિપ્રાયો જે અમે આગળ આપી ગયા છીએ તેથી ખાત્રી થશે. પણ તે કરતાં વધારે ખાત્રી તો એ સિદ્ધાંતોનો ઉપયોગ કરીનેજ કરી શકાય. અવલોકન વડેજ આ વિદ્યાની શોધ થઈ છે અને અવલોકન થીજ તે હાલની સ્થિતિ ઉપર આવી છે, અને એનો જેમ જેમ વ્યવહારનાં જુદા જુદાં ક્ષેત્રોમાં ઉપયોગ કરવામાં આવે છે તેમ તેની સત્યતાની અને ઉપયોગીતાની વધારે ખાત્રી થાયછે.

ગુર્જર ગીરામાં મસ્તકશાસ્ત્ર જેવી વિદ્યા ઉપર એક નાનું પુસ્તક રચવાનું કાર્ય ઘણું કઠણુ છે. આ વિદ્યા યુરોપ અમેરીકા આદિ દેશો માફક તેના શુદ્ધ રૂપમાં અત્રે પ્રચલિત નથી વળી તેનું સર્વ સાધારણ જ્ઞાન થોડા વખતમાં અને બહુ કડાકુટ વગર કોઇપણ માણસ મેળવે તે માટે આ વિષયને ઘણો સરળ કરવો પડે છે તથા મહત્વની બાબતો સિવાય ઘણી બાબતો છોડી દેવી પડે છે.

મસ્તકશાસ્ત્રનો પ્રચલિત વ્યવહારમાં કેમ ઉપયોગ થાય છે તથા જુદી જુદી લાયકાતવાળા મનુષ્યોએ કેવી જાતની કેળવણી તથા ધંધાની અને લગ્નની પસંદગી કરવી જોઇએ તે સંબંધે દેશ પરદેશના જુદી જુદી પ્રકૃતિના માણસોના અનેક ફોટોગ્રાફો સાથે એક મોટું પુસ્તક તૈયાર થાય છે, પણ હાલ તુરત આ વિદ્યાના સાધારણ જ્ઞાન માટે તથા મસ્તક તપાસવા માટે અન્ય દેશો માફક એક પદ્ધતિસરના પુસ્તકની ખોટ જણાવાથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

આપણા જીવનનો ખાસ હેતુ ઉન્નતિ અને સુખ મેળવવું એજ છે. અને આ ઉન્નતિ અને સુખ તમે ત્યારેજ મેળવી શકો છો કે જ્યારે તમો તમારા માનસિક બંધારણ અનુસાર ખાસ કેળવણી પ્રાપ્ત કરો તથા જેને માટે તમે પુરેપુરા લાયક છો એવો ધંધો પસંદ કરી શકો. સંસાર યાત્રામાં અયુક્ત લગ્નોથી દરેક વાતે કેળવણી અને પૈસાથી સુખી કુટુંબોમાં પણ હંમેશાં કલેશ કંકાશનો અગ્નિ પ્રજળેલો રહે છે. અને તેમાં ઉત્પન્ન થયેલી સંતતિ સારી નીવડતી નથી. જીંદગી સુખમાં ગાળવા માટે લગ્નની જોડી પસંદ કરવામાં આનાથી બીજી ઉત્તમ વિદ્યા કોઇ

નથી કારણકે આથી બનેના સ્વભાવો લગ્ન પહેલાંજ જાણી શકાય છે અને તે લાયક અને મેળ પડતા થઇ પડશે કે નહિ તે નક્કી કરી શકાયછે. આ વિદ્યા સંબંધમાં ડો. જોન એલીઓસન (F. R. S) ના શબ્દોમાં અમારો અનુભવ રજુ કરીશું કે

"બીજા વિજ્ઞાનનાં શાસ્ત્રો માફક મસ્તકશાસ્ત્રના સત્યો પણ બરોબર સ્થપાયલાં છે એમ હું માનું છું; કારણ કે આ માની લીધેલાં સીદ્ધાંતો કે તરંગી વિચારો નથી, પણ તે ઘણી અને ચોક્કસ અવલોકેલી બીનાઓ ઉપરથી પદ્ધતિસર ઉપજાવી કાઢેલા છે. ફક્ત આવાજ અવલોકન અને કાર્ય કારણના વિચાર વડેજ કુદરતી સત્યો ખોળી શકાય. આવી રીતેજ પદાર્થ વિજ્ઞાન ( નૈતિક શાસ્ત્ર ) ને હાલનું સ્વરૂપ આપણે આપી શકયા છીએ અને મન સંબંધી અત્યાર સૂધીમાં કાંઇપણ બુદ્ધિવાળી અને ડહાપણ ભરેલી ફીલસુફી મળી હોય તો તે ફક્ત મસ્તકશાસ્ત્ર શીખવે છે તેજ છે.

"છેલ્લાં વીસ વરસમાં એક એવો દીવસ પસાર નથી કર્યો કે જેમાં ( મસ્તકશાસ્ત્ર ) ઉપર કાંઇ પણ વિચાર ન કર્યો હોય અને ઘણી મોટી સંખ્યાની બીનાઓ જે જોઇછે તેમાં તેના મૂખ્ય નિયમો ને એકપણ અપવાદ અનુભવ્યો ન હોવાથી તેની ખાત્રીથી થઇ છે કે તે ખગોળવિદ્યા અને રસાયણ શાસ્ત્ર માફક એ ખરેખર શાસ્ત્રજ છે વિજ્ઞાનશાસ્ત્રની આથી વિશેષ અગત્યની શાખાની તેને ખબર નથી, કારણકે તેને નીતિ, ધર્મ, રાજવ્યવહાર કેળવણી અને ટુંકામાં પશુ સ્વભાવ અને માનવ સ્વભાવને લગતા દરેક વિષયો જોડે સંબંધછે."

મગજ અને જ્ઞાન તંતુઓની રચના કેવી છે તથા તેઓ કેવી રીતે કાર્ય કરે છે તે સંબંધી તથા પ્રકૃતિ સંબંધીનું બારીક જ્ઞાન સુખલક્ષણશાસ્ત્ર નામના પુસ્તકમાંથી મળી શકશે તેથી અત્રે તે સંબંધી વિશેષ વર્ણન કર્યું નથી.

દીવસે દીવસે માનસ વિદ્યામાં નવી શોધ ખોળો થયાજ કરે છે. યેલ યુનીવરસીટીનો પ્રોફેસર ડબલ્યુ. જી. એન્ડરસન વિચારને તોલવાનું યંત્ર બનાવવા ફતેહમંદ થયો છે. જયારે પાશ્ચિમાત્ય દેશોમાં માનસ વિજ્ઞાનમાં અનેક નવી શોધ ખોળો થયા કરે છે અને તેની વ્યવહારમાં યોજના કરવામાં આવે છે ત્યારે અત્રે તે સંબંધી ઘણી માહીતી પણ હોતી નથી.

જે જે મગજના અણુઓનો ઉપયોગ કરવામાં આવતો નથી તેઓ ક્રમે ક્રમે નબળાં થાય છે અને ચરિત્રમાં તેની અસર જણાતી નથી નિયમિત રોજની ચાલુ કસરતથી નબળી માનસ શકિતઓને સતેજ કરી ચારિત્રમાં જોઇતા ગુણો ખીલવી શકાય છે આ નિયમ દરેક જગ્યાએ એક સરખી રીતે લાગુ કરી શકાય છે અને તેમ કરી કોઇપણ માણસ પોતાના સ્વભાવનું જ્ઞાન મેળવી ખંતથી બરાબર સરખીરીતે ઉન્નત થઇ શકે.

## કુમાસ ( *Organic quality* )

કુદરત હંમેશાં અવયવો મારફતે કામ લે છે. જેમ જેમ એક અવયવ વધારે નક્કર અને સારા બંધારણવાળો હોય તેમ તેની શક્તિ વધારે હોય છે. આપણે જડપદાર્થો જોડે વનસ્પતિ, વનસ્પતિ જોડે પ્રાણીનો, અને પ્રાણી જોડે મનુષ્યનો અને મનુષ્યમાં પણ જુદી જુદી જાતના મનુષ્યોની સરખામણી કરીએ તો દરેકના બંધારણ કે કુમાસમાં ફેર જણાશે. કુમાસ અથવા પોતનો નિયમ આખા વિશ્વમાં એક સરખોજ છે. શારીરીક કુમાસ ઉપર આપણા કાર્ય કરવાનો ઘણો આધાર રહે છે. નબલા સ્નાયુઓ વડે બળની આશા રાખવી અથવા તો મંદ મગજમાં ઉત્તમ માનસ કાર્યોની આશા રાખવી ફોકટ છે એક મહાન્ પુરૂષ થવા માટે મજબૂત શરીરની જરૂર છે પણ તેથી દરેક મજબૂત શરીરવાળા મોટા કાર્ય કરનાર થઇ શકતા નથી. ઇશ્વરે આપણું બંધારણજ એવું રચ્યું છે કે મન પોતાનું કાર્ય ફક્ત શારીરીક અવયવો મારફતેજ કરી શકે છે. અને આ અવયવોનું બંધારણ મજબૂત અથવા નબળું હોય કે ચપળ અથવા મંદ હોય તે મુજબ મન તેવું કાર્ય કરી શકે છે. (સરખાવો મુખપૃષ્ટ ઉપર ફ્લોરેન્સ નાઇન્ટીંગોલ અને અજ્ઞાન જંગલી સ્ત્રી ) મન અને શરીરને ઘણો ગાઢ સંબંધ રહેલો છે. એકની અસામ્ય અવસ્થા બીજા ઉપર તરતજ અસર કરે છે. દરેક મનુષ્યમાં વંશ-પરંપરાથી કેટલીક શારીરીક ખાસીએત ઉતરી આવે છે આની ઉપર કેળવણી અને બીજા સંયોગો કરતાં પણ સુખદુઃખ માટે વધારે આધાર રહે છે. આ જીવન રોપતી વખતે મા બાપના મનની સ્થિતિ, પ્રેમ, તંદુરસ્તીવગેરે ઉપર આધાર રાખે છે. આ અગત્યના

વિષય વિષે અત્રે સ્થળ સંકોચને લીધે વધુ લખી શકતા નથી.

( રણજીતરામ વાવાભાઇના ઉચ્ચ કુમાસવાલા ચિત્ર જોડે ખુની અને ચોરનું ચિત્ર સરખાવો. )

## કુમાસ ( *Organic quality,* )

**૭ પ્રપૂર્ણ**—ઘણીજ ઝીણી કુમાસવાળાછો, પ્રતિભાશાળી વિચારોથી ભરપૂરછો પવિત્રમનવાળા તથા ઘણી ઉતમ લાગણીઓવાળાછો મૃદુ અને ઉત્તમ કારીગીરી વાળા કામને લાયકછો, નાજુક લાગણીયો ઉચ્ચ આશયો કળા અને લાલિત્ય ભરપુર છો કવિત્વશક્તિથી પૂર્ણ છો

**૬ પૂર્ણ**—તમારૂં શરીરનું કુમાશ સારૂં છે હલકા અને ગ્રામ્ય વિચારો ભાષા અને કાર્યો ઉપર તિરસ્કાર છે તમારા આજુબાજુના સંજોગોથી તમારા ઉપર તરત અસર થાય એમ છે. અને તમારી લાગણી વિરૂદ્ધનું કાર્ય સાંખીશકો નહિ. તમો ઉચ્ચ ભાવના વાળાછો.

**૪ સાધારણ**—તમારૂ કુમાસ સાધારણ છે. સારી સંગતમાં સારા રહી શકો છો, પણ આડા દોરાવા સંભવ ખરો. જે કાંઇ નુકશાન કરે એવા પદાર્થો જેવાકે તંબાકુ મદિરા અને ખરાબ સોબત તેનાથી દૂર રહો ગુસ્સાઓ ઉપર બુદ્ધિનો કાબુ બરોબર રહે તેમ કરો.

**૨ ન્યુન**—ઘણાજ જાડા કુમાસ વાળા છો શરીરનું બંધારણ ઘણું હલકુ છે પણ વૃત્તિઓ ઘણી ભારે છે. ઉત્તમ અને પવિત્ર તથા બુદ્ધિ વાળું જીવન ગાળવા પ્રયત્ન કરો સારી સોબત રાખો. દરેક જાતના માદકવ્યસનો તથા ખોરાકથી દુર રહો.





श्रीमान् नृसिंहाचार्य.

*Mukund Art Ahmedabad.*



ઓન. વિઠ્ઠલભાઈ ઝવેરભાઇ પટેલ (બારીસ્ટર એટ લૉ.)
મુંબાઈની ધારા સભાના મહેનતુ સભાસદ.

# તંદુરસ્તી.

**૭ પ્રપૂર્ણ**—જીવન શક્તિ ભરપુર પ્રમાણમાં છે, કદી પણ ચસકા કે દુઃખથી પીડાતા નથી, બરાબર સંભાળ રાખો તો ઘણી લાંબી મુદત જીવી શકાય. જીવન અને બળથી ભરેલા છો. ફકત જીવવામાંજ અતિશય આનંદ મેળવી શકો છો.

**૬ પૂર્ણ**—ઘણાજ તંદુરસ્ત છો. થાક્યા શિવાય સતત પરીશ્રમ સહન કરી શકો છો. અકસ્માતમાં અથવા તો ઋતુ અને હવામાન અને કટિબંધની ફેરફારી સારી રીતે સહન કરી શકો છો. કામ કરવું અને અભ્યાસ કરવો એ સરખુ સરળ અને આનંદજનક થઇ પડે છે. શરીરને નુકશાન કર્યા શિવાય સખત મહેનત તાઢ, તડકો અને અડચણો સહન કરી શકાય એમ છે.

**૪ સાધારણ**—તમારામાં તંદુરસ્તી અને જીવનશક્તિનો સાધારણ જથો છે. શારીરીક સહનશક્તિ સાધારણ છે. બહુજ નિયમિત અને સંભાળથી રહેવું જોઇએ; આરોગ્યતાના નિયમો ખાસ પાળવા

**ન્યુન; ૨**—ઘણાજ નબળા છો. અને વધારે શ્રમ કરી શકો એમ નથી.

**ખીલવણી**—માનસિક અને શારીરીક રીતે શરીરને સુદઢ કરવા પ્રયત્ન કરો. કુદરતી નિયમો બરોબર પાળો. જે અવયવ નબળો માલૂમ પડયો હોય તેની ખાસ ખીલવણી કરવા પ્રયત્ન કરો.

**નિગ્રહ**—જો જીવનશક્તિ ભરપૂર હોય તો ઘણાજ જોરમાં કામ કરો મગજની ખીલવણી કરો અને ખાવા પીવામાં નિયમિત રહો.

## જીવન પ્રકૃતિ.

૭ **પ્રપૂર્ણ**—જીવન તત્વ ઘણુાજ વધારે પ્રમાણુમાં છે. થાકે કે તરતજ પાછા તાજા થઈ શકે છે, મન અને શરીર હંમેશાં કસેલું રાખો. નિયમિત સાદો ખોરાક લો, જેથી પ્રમાદને વશ ન થવાય.

૬ **પૂર્ણ**—જીવનશક્તિ ઘણા મોટા પ્રમાણુમાં છે. જેમાં ચાલુ મહેનત અને ફરવાનું હોય એવા ધંધાને માટે લાયક છો. કોઇ કોઈ વખત અપવાસ કરવાથી તબીએત સારી રહેશે.

**સાધારણુ**—જીવનશકિત સાધારણુ, તેને વધારવા પ્રયત્ન કરો ઘણો થાક સહન ન કરી શકાય. વધારાના જીવનતત્વની ખામી, સારો ખોરાક અને વધારે ઉંઘ અને આરામની જરૂર છે.

૨ **ન્યુન**—તમારા બંધારણમાં જીવનતત્વ ઓછું છે. સખત મહેનત કરી શકો નહિ, જીવનતત્વ વધારવા બને તેટલું સઘળું કરો.

**ખીલવણી**—ઉંઘ, ખોરાક, કસરત અને જીવનના કાયદાઓ ઉપર સઘળું ધ્યાન આપો. બહુ કામ કરો નહિ. ખુલ્લી હવામા કસરત કરી ભૂખ વધારો.

**નિગ્રહ**—ભૂખને નિયમમાં રાખો અને માનસિક શક્તિઓ કેળવો. ઠંડા પાણીએ નહાવાનું રાખો તથા માદક પદાર્થો અને ચરબીવાળા અને તૈલી ખોરાકથી દુર રહો.

## શ્વસન શકિત

૭ **પ્રપૂર્ણ**— શ્વાસ લેવાના અવયવો ઘણાજ ઉત્તમ છે.

૬ **પૂર્ણ**—ગરમ લોહીવાળા, શરદી સામે ટકી શકો એવા છો. ઠંડી હવાવાળા દેશમાં રહી શકો એવું તમારૂં બંધારણ છે. ઘણું સખત શારીરીક કામ કરી શકો એમ છો.

૪ **સાધારણ**—હવા અને ઋતુના ફેરફારની તમારા શરીર ઉપર અસર થાય છે. લોહીને ચોખ્ખું રાખવાની ઘણી શક્તિ નથી.

૨ **ન્યુન**—તમારા શ્વાસ લેવાના અવયવો બરાબર ખીલેલાં નથી. શરદી શળેખમ અને ઠાંસો થવા સંભવ ઘણો. ક્ષયનો ભય વધારે રહે છે.

**ખીલવણી**—સારીરીતે શ્વાસ લેવાનું તથા ફેફસાંને: કેમ મોટાં કરવાં તે શીખો. રાત અને દિવસ ચોખ્ખી હવામાં રહો. ઢીલાં કપડાં પહેરો. ટટાર બેસો. ઉંડા શ્વાસ લો. તથા જ્યાં વધારે માણસ ભેગાં થયાં હોય એવા ઓરડાઓમાં રહો નહિ. અને તમારી જીવનશક્તિ વધારવાના દરેક ઉપાયો કામે લગાડો.

**નિગ્રહ**—જરૂર નથી.

## રૂધિરસભિારણ.

૭ **પ્રપુર્ણ**—નાડી મજબુત અને દ્રઢ છે. લોહીનું ફરવું ઘણુંજ સારૂં છે. રોગ થવાનો સંભવ ઓછો છે.

૬ **પુર્ણ**—લોહીનું ફરવું ઘણુંજ સારૂં છે. તેથી ઘણી સારી રીતે તંદુરસ્ત રહી શકો એમ છો. પરસેવો ઘણો ઠંડક કદી લાગે નહિ.

૪ **સાધારણ**—નાડ ધીમી છે. માથાનો દુખાવો થવા સંભવ. કસરતથી લોહીનું ફરવું નિયમિત કરો.

**૨ ન્યુન**—રૂધિરાભિસરણ નબળું છે. હવાની અસર તમારા શરીર ઉપર તરતજ થાય છે, ઘોડાઉપર બેસી ફરવા જવાની કસરત તમને બહુજ ફાયદાકારક થઇ પડશે.

**ખીલવણી**—કસરત કરો, શરીરને હાથવતી ઘસો. વાદળીથી શરીર ઘસી સ્નાન કરો. ઘણું હરો ફરો, એક જગ્યાએ બેસી રહો નહિ ધીરેથી ચાવી ચાવી ખોરાક લો. ઠંડા પગે કદી સુવું નહિ.

## પાચન શક્તિ.

**૭ પ્રપૂર્ણ**—અપચો ભાગ્યેજ થાય છે. ગમે તેવો ખોરાક વગર અડચણે ખાઈ શકો.

**૬ પુર્ણ**—પાચન શક્તિ ઘણીજ સારી છે. અને જે ખોરાક લો તેથી પુરતુ પોષણ થાય છે. જે કાંઇ ખોરાક લો તે સઘળો તમને માફક આવે છે અને પચી જાય છે.

**૪ સાધારણ**—પાચન શક્તિ સાધારણ છે, તેને સુધારવાની જરૂર છે. ભુખ બરોબર લાગે નહિ.

**૨ ન્યુન**-કોઇ પણ જાતનો ખોરાક બરાબર પચે નહિ. ઉશ્કેરાયલા ચીડીયા અને નિરાશાત્મકવાદી થવા સંભવ છે.

**ખીલવણી**—સાદો સરળ ખોરાક ખાઓ. જે ખાઓ તે આનંદથી ખાઓ. ખુલ્લી હવામાં પુરતી કસરત કરો. તમારા ઘરમાં સારી હવા આવવા દો. ખુબ ચાવી ચાવીને ખાવું. બહુ ઉતાવળીયા થાઓ નહિ તથા મનને ચિંતાથી મુક્ત કરો.

# *પ્રવર્તક પ્રકૃતિ.

પ્રપુર્ણ ૭—એકવડા શરીરના લાંબા અને મજબુત હાડકાં અને સ્નાયુવાળા અને કસરતબાજ છો. ગાલ અને નાકનાં હાડકાં ઉંચા, ગમે તેવાં કઠણ અને ભારે કામ દૃઢનિશ્ચય વડે પાર પાડી શકો એમ છો. શરીરનું બંધારણ ઘણુંજ સખત અને થાકે ન એવું છે ઘણા ઉત્સાહી સખત કામ કરનારા અને ખંતીલા અને પ્રવૃતિમય છો.

પુર્ણ ૬—હાડકાં અને સ્નાયુઓ ઘણાજ સખત અને મજબુત. જે કામ હાથમાં ઝાલો તેમાં પોતાનો જુસ્સો અને શક્તિ લાવ્યા વગર રહેતા નથી. સખત ભાષા વાપરવાનો શોખ વધારે. લાગણીઓ અને જુસ્સાઓ ઘણાજ મજબુત છે લાગણી અને જુસ્સાઓને કાબુમાં રાખો અને સખત આત્મનિયમન રાખો તો ઘણાં મોટાં કાર્ય કરી શકો.

૪ સાધારણ—સ્નાયુઓ ઉપર અને મગજ ઉપર લાંબા વખતનો બોજો સહન કરી શકો નહિ. બહુ ઓછી મહેનતનો અને બેસી રહેવાનો ધંધો પસંદ કરશો. કામકાજનો શોખ અને ચપળતા કેળવવાની જરૂર છે. અડચણ અને સખ્તાઈ વેઠવાની ટેવ પાડો.

---

* પ્રકૃતિનો વિષય ચારિત્ર જાણવા માટે ખાસ અગત્યનો છે. એ વિષય ઉપર વિસ્તારથી વિવેચન મુખલક્ષણશાસ્ત્ર (Physiognomy) માં પ્રકૃતિના પ્રકરણમાં કરેલું છે જેનું વાંચન આ વિષય સમજવા ખાસ ઉપયોગી અને સરળ થઇ પડશે.

૨ ન્યુન—કામ કરવા અથવા હાલવા ચાલવાનું પસંદ કરતા નથી.

ખીલવણી—નિયમિત કસરત કરો. ચાલવાની દોડવાની અને તરવાની તથા કસરતશાળાની કસરતોમાં તમારા બળ અને શક્તિ પ્રમાણે ભાગ લઇ ધીરે ધીરે કસરત વધારતા જાઓ.

નિગ્રહ—મગજ અને માનસ પ્રકૃતિને ખીલવો કે જેથી સમતોલ પ્રકૃતિ થાય.

## માનસ પ્રકૃતિ.

પ્રપુર્ણ ૭—શરીરનો બાંધો નાજુક હાડકા અને સ્નાયુઓ નાનાં ઉચા અને એકવડાં. શરીરની ચપળતા ઘણીજ. પાતળા હોઠ નાક પાતળુ અણીદાર. શરીર કરતાં મનનું બળ વધારે. કોમળતા સૌન્દર્યની કદરવાળા. લાગણીઓ અને વિચારો બહુજ સુંદર રીતે દર્શાવી શકો છો. માનસિક કાર્યો તથા લાગણીઓ ઘણીજ તીવ્ર અને ઝડપથી થાય છે. પ્રબળ ભાવના વાળા છો.

પુર્ણ ૬—વિચાર શક્તિ નિર્મળ અને માનસિક બળ ઘણું. કળા અને સાહિત્યના શોખીન છો. જરૂરની કેળવણી હોય તો તમે કળામાં કે સાહિત્યમાં કે વિજ્ઞાનમાં ઉચામાં ઉંચુ નામ કાઢી શકો. વિચારનું બળ ઘણુંજ ઝડપી અને ઉત્તમ છે. ભાવનાનું બળ ઘણું.

આંખો ઘણીજ તીક્ષણુ અને ભેદક હોય છે. ઠંડા અને મંદ-બુદ્ધિના નોકરો કે નજીક રહેનાર માણસો જોડે કામ ચલાવી લેઈ શકો નહિ. સખત મહેનતવાળા ધંધા કરતાં બુદ્ધિનો વધુ ઉપયોગ થાય એવા ધંધા પસંદ કરવા. જો કપાળનો ઉપરનો ભાગ વધુ

ખીલેલો હોય તો સાહિત્ય કરતા વિજ્ઞાનનો શોખ વિશેષ રહેશે તેમજ ઇતિહાસને બદલે તત્વજ્ઞાન ને વધારે પસંદગી મળશે.

**૪ સાધારણ**—સાધારણ માનસ બળ છે. જો સંજોગો એવા હોયતો બુદ્ધિબળનો ઉપયોગ કરી શકો, નહિતો સાધારણ રહેવાનું પસંદ કરો. કુદરતી બુદ્ધિ કરતાં અભ્યાસ અને કેળવણી ઉપરજ વધુ આધાર રાખી શકો. જો સારી કેળવણી હોય તો કાંઇક સારૂ કરી શકો, નહિતો કાંઇજ નહિ.

**૨ ન્યુન**—ઘણુંજ ધીરેથી અવલોકી શકો છો તેમજ વિચારી શકો છો, યાદશક્તિ અને વિચાર શક્તિ ઘણીજ ઓછી અને દરેક કામ કેમ કરવું તે માટે દરેક વખતે સલાહ જોઇએ. બુદ્ધિવાન મનુષ્યની સલાહ પ્રમાણે ચાલો.

**ખીલવણી**—અભ્યાસ કરો વાંચો, વીચારો, અને મનન કરો. બુદ્ધિવાળા મનુષ્યોની સંગતમાં રહો. તમારો સઘળો વખત પૈસો જે બચે તે ચોપડીયો ખરીદવા અને વાંચવામાં ગાળો. નીતિમાન અને પવિત્ર બુદ્ધિવાન લોકોના સમાગમમાં રહો.

**નિગ્રહ**—શારીરીક કામ વિશેષ કરો ઓછું વાંચો હરવા ફરવાનું વિશેષ રાખો અને વિચાર ઓછા કરો.

## ચપળતા.

**૭ પ્રપુર્ણ**—ઘણાજ ચપળ, સજાગૃત, નિરાંત વગરના, અને ઉચાટ જીવના છો. હદકરતાં વધારે કામ કરશો એવો ભય રહે છે. અતિ ઘણી ઝડપથી હાલો ચાલો છો અને વિચાર કરો છો.

**૬ પુર્ણ**—હમેશાં તત્પર અને ચપળ રહો છો. કદી આળસુ

કે બેદરકાર રહેતા નથી. તમારા કાર્યો ઘણીજ ઝડપથી થાય છે. તમે ચાલો છો તે પણ ઉતાવળુ તમે ઘણીજ ઝડપથી બોલો છો તથા સમજી શકો છો અને જે કામ કરવાનું હોય તેનો નિશ્ચય પણ ઘણી ઝડપથી કરી શકો છો.

**૪ સાધારણ**—ખાસ અગત્યતાવાળું કામ હોય ત્યારેજ તમે ઉત્સાહ ઝડપ અને ચપળતા બતાવો છો. ઘણું ખરૂં આરામ લેવાની વૃત્તિ વિશેષ, દુનિયામાં બહાર પડવાની વૃત્તિ ઓછી.

**૨ ન્યુન**—તદ્દન આરામમાં પડી રહેવા ઇચ્છો છો.

**ખીલવણી**—એવા ધંધામાં પડો કે જ્યાં તમારે ઝડપથી અને ચપળતાથી કામ કરવુંજ પડે, જ્યારે બહાર જઇ શકો એમ હોય ત્યારે કદી પણ આળસુ થઇ પડી ન રહેવાનો નિશ્ચય કરો. કામ ન હોય તો કામ પેદા કરો. કાર્ય એજ મનુષ્યનું જીવન છે તે સમજી બેસી રહેવાની ટેવ અને તેવા ધંધા છોડી દો.

**નિગ્રહ**—ઉતાવળ ઓછી કરો. સહેજ વધારે ધીમાં અને શાંત થાઓ. સંતોષી થાઓ. હદ કરતાં વધારે ઝડપ શરીરને તાવી નાખે છે માટે પ્રસંગોપાત આરામ લો અને શાંતિને ધારણ કરો.

## ઉશ્કેરાટ.

**૭ પ્રપુર્ણ**—દરેક જાતની બહારની બીનાઓની અને સંજોગોની તમારા ઉપર તરત અસર થાય છે. જલદીથી ઉશ્કેરાઇ જાઓ છો. એક વખત બેહદ ગુસ્સો બતાવો છો અને થોડીવાર પછી ઘણાજ નરમ થઈ જાઓ છો; ઉશ્કેરણીને કાબુમાં રાખશો; નહિતો જ્ઞાનતંતુઓના દરદો થવાનો સંભવ છે. સહેજ બાબત ઉપર ઘણુંજ વાંધા કરોછો.

૬ પુર્ણ—ઉપર મુજબ પણ સહેજ નિયમમાં ઉત્સાહ આવેગ અને જુસ્સો વધારે.

૪ સાધારણ—બહારના સંજોગો ઘણીજ ઓછી અસર કરે છે. જુસ્સો અને આવેગ કરતાં વિચાર શક્તિ વડે કાર્ય કરો છો. ઘણીજ શાંતતા જાળવી શકો છો. સરળ રીતથી ચાલવા ઇચ્છો છો.

૨ ન્યુન—ઘણાજ મંદ છો. તમે યંત્રવત્ ધીમે ધીમે ઘરડમાં ચાલ્યા કરવાનું પસંદ કરો છો. ઉત્સાહ ઘણોજ ઓછો.

ખીલવણી—નવાઇની ચીજો જુઓ. દરેક બાબતમાં ધ્યાન આપવા પ્રયત્ન કરો. તમે હમેશાં ધ્યાનમાં રાખો કે દુનિયામાં કાંઇક ભારે કામ કરી જવા તમે જન્મ્યા છો.

નિગ્રહ—ઉશ્કેરણી અને ખીજવાટ થાય એવા કામથી દૂર રહો. માદક અને ઉત્તેજક પદાર્થો ખાવા પીવાના બંધ કરો. રોજ સ્નાન કરો અને શાંત અને એકાંત જગ્યામાં તમારો ઘણો વખત ગાળો.

## મગજનું કદ.

બરોબર વધેલા એક મનુષ્યના મસ્તકનો સાધારણ ઘેરાવો ૨૨ ઇંચ અને એક સ્ત્રીનો ૨૧½ ઇંચ હોય છે. એક પુરૂષના મગજનું સાધારણ વજન ૪૦થી ૫૦ અધોળ હોય છે, જ્યારે સ્ત્રીના મગજનું વજન ૩૭થી ૪૫ અધોળ હોય છે. મનુષ્યના મગજનું સાધારણ માપ ૧૫૦ ઘનઇંચ અને સ્ત્રીનું ૧૨૦ ઘનઇંચ હોય છે.

૭ પ્રપૂર્ણ—બીજી બધી ચીજો જેવીકે પ્રકૃતિનુ સમતુલત્વ, કેળવણી સંજોગો અને કુમાસ વગેરે સરખુ હોય તો તમારા મનની સમજ શક્તિ ઘણી ઉત્તમ છે તથા મનની આજ્ઞાશક્તિ

વિશાળ છે. ગમે તેવી અડચણો અને દુઃખોમાંથી પસાર થઇને પણ મહત્વ પ્રાપ્ત કરવાનું પુરતુ બળ છે.

૬ **પૂર્ણ**—મજબુત અને ભારે સમજશક્તિ વાળું મન છે. મહાન્ કામો હાથમાં લઈ શકો એમ છો. ગમે તેવી ગુચવણવાળી યુક્તિઓ અને ધંધાની આંટીઓ સહેજમાં સમજી શકો. બીજાઓ ઉપર અને જનસમાજમાં ઘણો લાગવગ અને અસર ઉપજાવી શકશો.

૪ **સાધારણ**—સારા સંજોગમાં બીજાઓ ઉપર અસર ઉપજાવી શકો એમ છો. પણ માનસિક બળ એટલું બધું નથી. તેમજ સમજ શક્તિ ઓછી તીક્ષ્ણ છે. ચપળતા, અને શારીરીક સંપત્તિ સારી હોય તો સ્વભાવને અનુકુળ ધંધામાં નામ કાઢી શકો.

૩ **થોડું**—બીજા ઉપર થોડી અસર થશે. વિષયનો બહુજ સાંકડો વિચાર કરી શકશો. તત્વજ્ઞાનમાં પહોંચાય નહિ. સ્વતંત્ર ધંધા કરતાં નોકરી કરવામાં વધુ સગવડ ભરેલું થશે.

૨ **ન્યુન**—દરેક વ્યવહારમાં બીજાની સલાહની જરૂર પડશે. કોઈ પણ ધંધાની વ્યવસ્થા થશે નહિ. વિચારનું ક્ષેત્ર ઘણુંજ સાંકડું છે.

**ખીલવણી**—અભ્યાસ કરો, વાંચો, મનન કરો અને મગજને કેળવવાની દરેક તકનો ઉપયોગ કરો.

## ગૃહ સાંસારીક વૃત્તિઓ.

આ વૃતિઓ મસ્તકના નીચલા અને પાછળના ભાગમાં રહેલી છે. જો આ વધારે હોય તો કાનની પાછળ મસ્તકની ખીલવણી વધારે થાય છે.

આ શકિતઓ મૂળાધાર રૂપ છે. આશકિતઓ અનાર્ય કે આર્ય દરેક પ્રજામાં, તથા પશુપક્ષીમાં પણ આ શક્તિઓનો મોટો ભાગ જણાયલો છે. જનસમાજના વિગ્રહમાં આ શકિતઓ ઉપયોગી ભાગ ભજવે છે.

આ વૃતિઓ વડે ઘર, કુટુંબ, જ્ઞાતિ, પ્રજા મંડળો, સભા, રાજય બંધારણ વગેરે પેદા થાય છે.

આ વૃત્તિઓ બીજી વૃત્તિઓને ઉસ્કેરી દરેક કાર્યમાં ખાસ ભાગ ભજવાવે છે. લડાઇ તકરાર, સાહિત્ય સેવા, નિશાળો, સમાજો અને ધર્મની સંસ્થાઓ આ વૃત્તિઓના સંતોષને માટેજ ઉદ્દભવે છે.

# માનસિક શકિતઓનું સ્થાન અને પ્રથક્કરણ.

## ગૃહ સાંસારિક વૃત્તિઓ

### ૮ કામ વૃત્તિ. [Amativeness]

પ્યાર, સ્નેહ, પ્રેમ, કામવાસના, સ્ત્રી પુરૂષનું પરસ્પરનું સ્નેહાકર્ષણ **અતિયોગ**—વિષયાંધપણું. **ન્યુનતા**—સ્ત્રી કે પુરૂષ પ્રત્યે પ્યારની લાગણીની ખામી.

**સ્થાન**—નાના મગજમાં છે. આથી ગરદન જાડી અને ભરાવદાર બને છે. એના બે વિભાગ છે. પ્રજનન ભાવ અને પ્યાર. (૧) પ્રજનન ભાવનું સ્થાન વચમાં છે, અને તેથી સ્ત્રી પુરૂષમાં સંયોગની ઇચ્છા પેદા થાય છે. (૨) વિજાતીય પ્યારનું સ્થાન બન્ને કાનની બાજુએ હોય છે અને તેથી વિજાતીય વ્યકિતઓ સાથે વિચારની આપ લે કરવી, વાર્તાલાપ કરવો, ચુંબન તથા લાડ લડાવવાની વૃત્તિ પેદા થાય છે.

૭ અપૂર્ણ— પ્યાર કરવો અને પ્યાર કરાવવાની ઘણીજ આતુર ઇચ્છા હોય છે સ્ત્રી અને પુરૂષ જાતી પ્રત્યે, પરસ્પર માન પ્રસંશા અને પ્રેમથી જોનાર અને સ્નેહના ભૂખ્યા હોય છે. અને વિજાતીય વ્યક્તિ તરફ ઘણા બળથી આકર્ષાય છે. આચાર અને વર્તનમાં મોહક માધુર્યવાળા, અને રસીલા હોઈ જેમના તરફ તેમનો પ્યાર છે તેમના તરફનું અતડાપણું કે બેદરકારી સહન કરી શકતા નથી. તેઓ પ્યારના નિદર્શનની––ચુંબન લાડ વગેરેની અભિલાષા રાખ્યા કરે છે.

૬ પૂર્ણ—જુસ્સા કરતાં વફાદારીથી ચાહી શકે છે જેની જોડે લગ્ન થયું હોય તેની ઉપર વધુ ધ્યાન આપે છે. તેમનામાં સ્ત્રીતત્વ અથવા મરદપણું વધારે પ્રમાણમાં હોય છે. એટલે તેમનામાં મરદ અગર સ્ત્રીને છાજતી રીતભાત, સ્વભાવ, જુસ્સો હલન ચલન અને દેખાવ વધારે હોય છે તેઓ પ્યાર કરવા જોગ અને ઘણાજ ચહાનારા હોય છે.

જો દામ્પત્યધર્મ વધુ હોય તો તેઓ ખરેખરા દંપતિધર્મનું નિદર્શન કરાવે છે. આવા સ્ત્રી પુરૂષ એક બીજાને સુખે સુખી અને દુ:ખે દુ:ખી થાય છે તથા વિયોગે અને વિરહે જીવન ટકાવી શકતા નથી. વિરૂદ્ધ જાતીમાં ઘણા સ્નેહાળ મિત્રો તથા સદ્‌ભાવ પેદા કરી શકે છે. 'માનસિક પ્રકૃતિ' તથા 'સૌંદર્ય' પ્રેમ વધુ હોય તો કવિતામાં વાંચીએ છીએ તેવો 'રોમેન્ટીક' પ્યાર પરસ્પર અનુભવે છે. સુસંસ્કારમય જીવન તથા ઉચ્ચ ભાવના વાળી જોડી મળે તોજ લગ્નથી સુખી થઇ શકે એમ; છે. જો વાત્સલ્યધર્મ અને પરોપકાર વૃત્તિ વધુ હોય તો સંસારનું સુખ ભોગવવા માટે તથા ઘરને સુખી

કરવા માટે તથા પોતાને સુખી થવા માટે તદન લાયક હોય છે. 'સ્વસ્થાન પ્રીતી' પણ વધારે હોય તો મોટાં મકાન અને વાડીવજીફા તથા ફરનીચર વગેરેનો શોખ હોય છે. જો ન્યાય નિષ્ટા પ્રબળ હશે તો વ્યભિચાર કરવો એ મોટામાં મોટું પાપ સમજી દુર રહેશે. શૌર્યબળ પૂર્ણ હશે તો પોતે જેને ચાહે તેનું રક્ષણ કરશે, અને તેની વિરૂધ્ધ બોલવા પણ નહિ દે. પૂર્ણ આહારેચ્છા સાથે હશે તો કુટુંબમાં સારૂં સારૂં ખાવાનું નિત્ય ખવરાવવા તજવીજ કરશે. સાવધતા અને ગોપન શકિત વધારે હશે તો પોતાનો પ્યાર બહુજ ધીરેથી અને સાવચેતીથી બતાવશે. જો નૈતિક શકિતઓ સારી ખીલેલી હશે તો જેઓ નીતિમાન છે એવાંનેજ પોતાનો પ્યાર આપશે. હાસ્યવૃતિ સંગીત અને સમયજ્ઞાન પૂર્ણ હશે તો તે આનંદી ગાનાર અને નાચનાર ઉપર વધુ ખેંચાશે.

૪ **સાધારણ**—સાધારણ રીતે વિરૂદ્ધ જાતિ તરફ ખેંચાણ થાય છે, પણ લાગણીઓ ઘણી જુસ્સાથી ઉશ્કેરાતી નથી તેમની શારીરીક સુંદરતા કે લટકાનો મોહ ન જોતાં માનસિક ગુણો ઉપર વધુ ધ્યાન આપે છે.

૨ **ન્યુન**—પ્યારની ખામી હોય છે. પરણવાથી ઝાઝુ સુખ સંપાદન થશે નહિ.

**ખીલવણી**—વિજાતીય મંડળીમાં ખુબ ભેળાવું જોઇએ, તેમના અવગુણો તરફ દુર્લક્ષ કરી તેમના ગુણો જુઓ, તેમની સાથે વિવેક વિનય નમ્રતાથી અને મીઠાશથી વર્તો અને વાતચીત કરો.

**નિગ્રહ**—ઉત્તેજક ખોરાક બંધ કરો. વિચારની શુદ્ધિને ખીલવો, સ્ત્રી પુરૂષના માનસીક ગુણો ઉપર વધારે ધ્યાન આપો શારીરીક મોહ ઓછો કરો. નીતિવાન અને પવિત્ર મનુષ્યોનો સંબંધ સેવો.

## ૯ દામ્પત્યધર્મ

એક પત્નીવ્રત, પતિવ્રત, જીવન પર્યંતનો સંબંધ **અતિયોગ** વિયોગમાં બેહદ શોક, અદેખાઈ, **સ્થાન** કામવૃતિની ઉપર અને વાત્સલ્ય ધર્મની બન્ને બાજુએ. આના બે વિભાગો છે. (૧) લગ્નવૃતિ જે પ્રજાજન શક્તિની ઉપર રહેલી છે. તે લગ્ન કરવાની અને પતિ કે પત્ની તરીકે રહેવાની આકાંક્ષા બતાવે છે. અને (૨) એકાન્તિક સ્નેહ જે પ્યારની શક્તિની ઉપર રહેલી છે તે ફક્ત એકજ વ્યક્તિને ચહાવાની ઇચ્છા આપે છે. એકજ વ્યક્તિને મોતસુધી વફાદાર રહેવાની ઇચ્છા.

**૭ પુર્ણ**—એકજ વિજાતીય વ્યક્તિ તરફ પૂર્ણ વફાદારી, બીજા ઉપર ઝાંખીને પણ જુએ નહિ. તે વ્યક્તિના અવગુણો જુએ નહિ તેના બધા સર્વ ગુણોજ દેખાય. તેના વિયોગ કરતાં મૃત્યુ વધારે પસંદ કરે. પોતાના જેવીજ સરખી વફાદાર વ્યક્તિ લગ્ન માટે પસંદ કરવામાં ખાસ કાળજી રાખવી. કારણકે ફક્ત તે ઉપરજ જીવનના આખા સુખ દુઃખનો આધાર રહેલો છે.

**૬ પુર્ણ**—અપૂર્ણની માફક પણ સહેજ નિયમમાં.

**૪ સાધારણ**—એકજ વ્યક્તિને પ્યાર કરી જીવનસુધી ચહાવાની ઈચ્છા ખરી, છતાં પણ બીજી વ્યક્તિ તરફ પ્યાર બદલવો પડે તો તે કરી શકાય

૨ ન્યુન—ઘણોજ થોડો દામ્પત્ય ધર્મ ખીલેલો હોય છે. એકજ વ્યક્તિ જોડે પ્યારથી બંધાઈ રહેવાને બદલે બહાર મંડળીમાં રહેવાનું વધારે પસંદ કરે. પરણવાની ઇચ્છા નહિ. પોતાનો પ્યાર ઘણી ઝડપથી બદલી શકે.

**ખીલવણી**—એકજ જણને કાયમને માટે અને સતત ચાહો. જેના તરફ તમારો પ્યાર ઢળતો હોય તેને પરણો. નવા નવા ચહેરા જોઈ નવો નવો પ્યાર જાગૃત ન કરો.

**નિગ્રહ**—પોતાની ચાહેલી વ્યકિત જેવાજ બીજાઓમાં પણ ઉંચાં ગુણો છે એ યાદ રાખો. મૂર્તિ માફક ચાહેલી વ્યકિતને પુજો નહિ.

## ૧૦ વાત્સલ્ય ધર્મ.

પોતાનાં બાળકો તરફની પ્રીતિ, મમતા, માબાપનું **હેત.** બાળકનું પાલણ પોષણ કરવાની વૃતિ. **અતિયોગ**—અતિલાડથી બાળકોને બગાડવાં. **ન્યુન**—પોતાનાં છોકરા અને પાળેલાં પશુ તરફની બેદરકારી. એના ત્રણ વિભાગો છે (૧) નીચલો વિભાગ પાળેલાં પશુ-ઘોડા કુતરા-વીગેરે ઉપર હેત કરવાની તેમની સાથે રહેવાની વૃતિ આપે છે. (૨) **વચલો વિભાગ**—સાધારણ રીત્તે બધાં બાળકો ઉપર પ્યાર આપે છે. (૩) **ઉપલો ભાગ**—પોતાના છોકરાંઓ ઉપરનો પ્યાર, માબાપ થવાની ઈચ્છા સુચવે છે.

૭ પ્રપૂર્ણ—બાળકો અને પાળેલા જાનવરોનો ઘણોજ શોખ. જો પોતાનાં છોકરાં હોય અને તેઓ બહારગામ જાય તો તેમની સલામતી અને સુખને માટે સતત કાળજી રહ્યા કરે. છોકરાંઓના અવગુણો ઉપર લક્ષ આપે નહિ.

૬ પૂર્ણ—છોકરાંઓ સાથે રમવાનું હરવા ફરવાનું પસંદ કરે, તેમને ચાહે. દઢતા ઓછી હોય તો તેમને કાબુમા રાખી શકે નહિ. સાવધતા વધારે હોય તો તેમના મંદવાડ અને વિયોગમાં ઘણીજ ચિંતા અને બીક લાગે. નૈતિક શકિતઓ ખીલેલી હોય તો તેમનામા નીતિ અને ધર્મ ખીલવવા માટે પુરતી કાળજી રાખે. પરોપકાર વૃત્તિ હોય તો છોકરાંઓને પૈસા અને બીજી વસ્તુઓ ઘણી આપે. 'સ્વમાન' વધુ હોય તો છોકરાંઓને બરોબર કાબુમાં રાખવા ખાસ ધ્યાન આપે.

૪ સાધારણ—પોતાનાં બચ્ચાંઓ તરફ લાગણી અને પ્યાર ખરો પણ બીજાના છોકરાંઓ ઉપર ઓછો. છોકરાંઓને લાડ લડાવવાનું ઘણુંજ ઓછું. છોકરાંઓ રીતસર રહે તેજ ગમે. વાત્સલ્યધર્મ ખીલવવાની વધુ જરૂર છે.

૨ ન્યુન—પોતાના બચ્ચાંઓની દરકાર ઓછી અને બીજાંની તો બીલકુલ નહિ. બાળકો તેમની પાસે રાખી શકાય નહિ

**ખીલવણી**—છોકરાંઓ સાથે રમો. તેમની પવિત્રતા અને મીઠાશની તથા નિર્દોષતાની કદર કરો. તેમના તરફ માયાળુ થઇ ધીરજથી અને મીઠાશથી વર્તો.

**નિગ્રહ**—બચ્ચાંઓના પ્યાર સાથે બુદ્ધિ વાપરો, તેમને બુદ્ધિવાન અને લાયક બનાવવા એ પ્રથમ ફરજ સમજો. અતિ લાડથી

તેઓનું હિત અને ભવિષ્ય બગડે છે એ ધ્યાનમાં રાખો. બિયોગ થતાં તેમનો વિચાર પણ કરો નહિ. તે વખતે બીજા લોકોની વાતોમાં અને સોબતમાં ભળી જાઓ.

## ૧૧ મિત્રતા.

કુટુંબ સગાંવ્હાલાં તરફનો પ્યાર, મંડળીની ઇચ્છા, ત્રિમ કર વાની શક્તિ **અતિયોગ**—સગાંવહાલાં અને મંડળી માટે જોઇએ તે કરતાં વધારે લાગણી, **ન્યુનતા**—એકલા રહેવાની ઇચ્છા.

**સ્થાન**—દામ્પત્ય ધર્મની ઉપર. એના ત્રણ વિભાગ છે.

(૧) દામ્પત્ય ધર્મની નજીકનો નીચેનો ભાગ સ્નેહ વધારવાની, વાતચીત તથા એક બીજાને મળવાની અને મિત્રતા કરવાની અભિલાષા આપે છે.

(૨) વચલો ભાગ કુટુંબ અને સગાંઓમાં મળવાનું અને સ્નેહ કરવાની અભિલાષા આપે છે.

(૩) ઉત્કર્ષાભિલાષા નજીકનો ઉપલો ભાગ. મોટા મેળાવડા કરંવાનો, મોટી મંડળીઓનો શોખ, સામાજીક લોકપ્રિયતા મેળવવાનો શોખ બતાવે છે.

૭ પ્રપૂર્ણ—ઘણા પ્રેમવાળા મળતાવડા અને કોમળ હૃદયના છો. મિત્રો માટે ગમે તેવો ભોગ આપવા તૈયાર. તેમને ઘણીજ કોમળતા અને અતિ વહાલથી ચહાઓ છો. પોતાનું હિત પણ મિત્ર આગળ ભૂલી જાઓ છો.

૬ પૂર્ણ—મિત્રતા સહેજમાં થઇ શકે, પરોણા ચાકરીમાં તથા મિત્રોને નોતરવામાં પ્રીતિવાળા છો. જે જે તમને ઓળખે છે તેમાં તમે ઘણા લોકપ્રિય છો.

૪ **સાધારણ**—સારા સંજોગોમાં મિત્રો તરફ ઘણો હેતભાવ બતાવી શકો. મિત્રો કરતાં ધંધાને પહેલું વજન આપો. મિત્રો વડે તમારો ફાયદો કરવા તરફ ધ્યાન આપી શકવાની વૃત્તિ વધારે.

૨ **ન્યુન**—તમારી આજુબાજુના અને સંબંધીઓ તરફ તમે બીલકુલ ધ્યાન આપતા નથી અને ઠંડા રહો છો. મિત્ર કરવાની ઈચ્છા નથી તેમ શક્તિ પણ નથી.

**ખીલવણી**—મંડળીમાં ભળો, બધા સાથે મળતાવડા, સ્નેહ-ભરેલા થાઓ. અતડા થઈ એકાન્તમાં ન રહો.

**નિગ્રહ**—તમારા સ્નેહ અને મિત્રભાવને બુદ્ધિ વડે દોરવો. નકામા ગપાટા કે વાતચીતમાં કીમતી વખત ગુમાવી જનસમાજને ઉપયોગી થવાની તકો જવા ન દો. ગુપ્ત વાતો છુપાવવાની જરૂર છે એ સમજો.

## ૧૨—સ્વસ્થાનપ્રીતી.

ઘર ગામ અને દેશ તરફનો પ્યાર, સ્વદેશાભિમાન **અતિયોગ** વતનમાંજ પડી રહેવાની ઇચ્છા. **ન્યુનતા**—ઘર અને દેશ તરફની બેદરકારી. **સ્થાન**—એકાગ્રતાની નીચે અને વાત્સલ્યધર્મની ઉપર એના બે વિભાગ છે. (૧) મિત્રતાની નજીકનો ભાગ સ્વદેશાભિમાન આપે છે જયારે(૨) વચલો ભાગ જે ભાગને ઘર તરીકે આપણે પસંદ કર્યું હોય તે તરફનો પ્યાર, ઘરમાં રહેવાની વૃત્તિ આપે છે.

૭ **પ્રપૂર્ણ**—તમારો ઘર અને દેશ તરફનો પ્યાર ઘણોજ મજબુત છે. ઘરથી દુર જવાનું પસંદ કરો નહિ. સારી આશાઓનો ભોગ આપીને પણ ઘેર રહેવાનું પસંદ કરવાની વૃત્તિ થાય.

૬ **પૂર્ણ**—ઘરતરફનો ઘણો અનુરાગ તથા પૂર્ણ ભક્તિ વાળી સ્વદેશની પ્રીતિ છે. સારૂ અને સગવડવાળું ઘર બાંધવાની વૃત્તિ.

૪ **સાધારણ**—ઘર તરફનો કંઈક પ્યાર ખરો પણ રહેવાની જગ્યા સહેલાઈથી બદલી શકો. ગૃહ વિયોગનો કલેશ તમને બહુ થાય નહિ.

૨ **ન્યુન**—ફરવાની વૃત્તિ વિશેષ. ઘર માટે દરકાર નહિ. મુસાફરીનો શોખ વધુ.

**ખીલવણી**—ઘરનો વધારે વિચાર કરો. ઘરની સુખસગવડ ઉપર ધ્યાન આપો. **સ્વદેશાભિમાનની** જરૂર છે તેનો ખ્યાલ કરો. એ જો નહોય તો પ્રજાકિય ભાવના આવતી નથી તથા તે શિવાય પ્રજાનો નાશ સત્વર થાય છે તથા દુનિયાની બીજી પ્રજામાં તેની કીમત થતી નથી.

**નિગ્રહ**—ગ્રહ વિયોગથી થતો કલેશ મનને બીજી બાબતોમાં પરોવી કાઢી નાંખી ઘરથી દૂર રહો.

## ૧૩—એકાગ્રતા

એક ચિત્તે હાથમાનું કાર્ય પુરૂ કરવાની વૃત્તિ, વિચારનું અખંડિતપણું, ધીરજથી થોભનું અથવા કામ કરવું, **અતિયોગ**-અતિ વિસ્તાર, લંબાણ પિષ્ટપેષણ કરવું, **ન્યુનતા**-ફેરફાર અને નવિનતાનો શોખ અસ્થિરતા. આરંભશુરાપણું.

**સ્થાન**—સ્વસ્થાન પ્રીતિની ઉપર અને સ્વમાનની નીચે. એના બે વિભાગ છે. (૧) વચલો ભાગ એકજ વખત એકજ વિષય ઉપર મનને રોકી વિચારને એકાગ્ર કરવાની શક્તિ આપે છે (૨) બહારનો ભાગ એકજ વિષયપર તે પૂરો થાય ત્યાં સુધી વિવેચન કરવાની શક્તિ, વિચાર પંરપરાની શક્તિ આપે છે.

૭ **પ્રપૂર્ણ**-ઘણું ધીરેથી એક વિષય ઉપર મન ચોંટાડી પછીથી પુરો થાય ત્યાં સુધી છોડી શકતા નથી, જે કામ હાથમાં લો તેનો પાર પામવાની ઇચ્છા, કામ પાછળ મંડયા રહેવાની

શક્તિ છે પણ આવેશ અને જુસ્સો ઓછો અને તેથી તમારા સાંભળનાર અથવા તમારૂ લખેલું વાંચનારને કંટાળો આપી શકો.

૬ **પૂર્ણ** એકજ વખતે ખંતથી એકજ કામ પાછળ મંડયા રહેવાની શક્તિ ઘણી છે. જે હાથમાં લો તે પુરૂ કરી શકો છો.જે કામ હાથમાં હોય તે શિવાયની બીજી જરૂરની બાબતોમાં પણ ધ્યાન ન આપવાના સંયોગો બને એમ છે.

૪ **સાધારણ**—પ્રસંગાનુસાર હાથમાના કામ ઉપર પુરતું ધ્યાન આપી શકે. તેમજ બીજી ચીજો ઉપર પણ સહેલાઇથી ધ્યાન આપી શકો. કામ કરતાં વચ્ચે કાંઇ ખલેલ થાય તો તેથી તમને અડચણ થાય નહિ. જરૂર પડે એક કામ પાછળ મંડી શકો પણ ફેરફાર અને નવીનતાને પસંદ કરો છો.

૨ **ન્યુન**—સ્થિરતા કે ધીરજ ઓછી. એકદમ મત બાંધી દો છો. વિચાર પરંપરાથી કાર્ય ન થઇ શકે. ઉતાવળીયા અને નવીનતાનો તથા ફેરફારની જીજ્ઞાસા ઘણી. એક વિષયમાં જોઇએ તેટલું ધ્યાન આપવાની ખામી.

**ખીલવણી**—હાથમાં લીધેલું કાર્ય પુરૂં કરવા તરફ ખાસ ધ્યાન આપી તેને પુરૂ કર્યા પછીજ છોડો. એક વિષયની સંપૂર્ણ માહિતી મેળવી તેનું વારેવારે મનન કરો. તમારા વિચારોને ભટકવા ન દો, એકજ વખતે એક ચીજ ઉપર સંપૂર્ણ ધ્યાન રોકો.

**નિગ્રહ**—વર્તમાન બનાવો તરફ બેદરકાર ન રહો. બીજાં ચાલુ કામો તરફ બેભાનપણું ન રાખો શરીર અને મનની તંદુરસ્તી માટે થોડે થોડે અંતરે ફેરફારની પણ જરૂર છે તે ઉપર લક્ષ આપો.

## આત્મ રક્ષક વૃત્તિઓ Selfish Propensities.

આ વૃત્તિઓ મનુષ્યના શરીરની જરૂરીઆતો પુરી પાડવાનું કાર્ય કરે છે. એ જો વધારે પ્રમાણમાં હોય તો કાનની આસપાસની બાજુમાં મગજ વધારે પ્રમાણમાં ખીલેલું હોય છે.

---

### ૧ જીવનેચ્છા (Vitativeness)

**સ્થાન**—શૌર્યબળની નીચે, સુષુમ્ણા કંદની નજીક, કાનની પાછળ. આથી જીવવાની અને ગમે તેમ કરીને જીવન ટકાવી રાખવાની ઇચ્છા થાય છે. શરીરની રક્ષા અને દુઃખ દરદો સામે ટકી રહેવાનું બળ.

**૭ પ્રપૂર્ણ**—ઘણીજ ચીવટાઇથી જીંદગી ટકાવી રાખી શકે છે અને મોતથી દૂર રહે છે. ઘણા દૃઢ નિશ્ચયથી રોગને અટકાવી, અને કોઇ પણ બીજો રસ્તો ન રહે ત્યાં સુધી મોતને શરણ થતા નથી. જીવનને સર્વ સુખનું ધામ માને છે, અને મૃત્યુનો ભારેમાં ભારે બીક હોય છે

**૬ પૂર્ણ**—જીવનને ટકાવી રાખવાને આતુર છો, મંદવાડમાં દૃઢ નિશ્ચય વડે સાજા થઇ શકો છો. રોગ અને દુઃખો સામે ટકી રહેવાની અજાયબ જેવી શક્તિ છે. જેમાં જીવનું જોખમ રહેલું છે એવા ધંધા અથવા કામોમાં ગમે તેવો લાભ મળતો હોય તો પણ કરો નહિ.

**૪ સાધારણ**—જીવન ટકાવી રાખવા માટે સારો પ્રયાસ કરો ખરા, પણ દુઃખ દરદો સામે ટકી શકવાની શક્તિ બહુ પ્રબળ નથી.

૨ ન્યુન—મોતનો ભય બીલકુલ નથી. જેમ તેમ જીવન નિભાવ્યા જાઓ છો. સાધારણ રોગ સામે પણ ટકી શકો નહિ.

ખીલવણી—તમારી જીંદગીની ઘણી કીમત છે એમ નકકી સમજો તેમાંથી જેટલો આનંદ મેળવાય એટલો મેળવો. દુઃખ, રોગ અને સંકટો સામે દૃઢતાથી અને બહાદુરીથી બચાવ કરો.

નિગ્રહ—મોતનો અતિશય ભય કદી રાખશો નહિ, સતકાર્યો કરનારને મોત પછીનું જીવન પણ સુખકારક હોય છે તે ધ્યાનમાં રાખો. ઇશ્વર હમેશાં દયાળુ અને મનુષ્યને ઉન્નતિને રસ્તે ચઢાવનાર હોવાથી મરણ પણ શાંતિને માટે અવશ્યનું છે એમ સમજી તેની બીક અને ચિંતા ન રાખો.

## ૨—આહારેચ્છા *Alimentiveness*

ભૂખની લાગણી, ખાવાની ઇચ્છા. **અતિયોગ** ખોરાક તરફની બેદરકારી ખાઉધરાપણું **ન્યુનતા**—ખાવા તરફની બેદરકારી સ્થાન—કાનના ઉપલા ભાગની આગળ.

**૭ પ્રપૂર્ણ**—ખાવામાં બહુજ આનંદ થાય છે. ક્ષુધા ઘણીજ પ્રબળ છે. ખાવામાં બહુજ છુટ રાખતાં પાચન શક્તિ બગડે એમ છે તેથી તેને નિયમમાં રાખો. તમે ખાવાને માટે જીવો છો.

**૬ પૂર્ણ**—ભૂખ ઘણીજ સારી રીતે લાગે છે. ખાણાને માટે ખાસ કાળજી રાખો છો. અતિયોગ ન થાય તે માટે ખાસ કાળજી રાખશો.

**૪ સાધારણ**—ખાવાનું નિયમસર છે. જીવવાને માટે રીતસર ખાવું એ તમારો નિયમ છે.

૨ **ન્યુન**—ખોરાક તરફ બહુજ થોડી પ્રીતિ અને ભૂખ છે. ખાવાને માટે ખાસ કાળજી રાખતા નથી.

**ખીલવણી**—સારો ખોરાક પસંદ કરો. ધીરે ધીરે આનંદથી ખાઓ. ખોરાકના પ્રત્યેક ગ્રાસમાંથી ચાવી ચાવી મીઠાસ લો.

**નિગ્રહ**—ખાવાનું ઓછું કરો. પાચન શક્તિ સુધારો. ખુબ ખાવા કરતાં સારા ખોરાક ઉપર વધારે ધ્યાન આપો.

## નં. ૩—પિપાસા ( *Bibation* )

જલાભિલાષા, પીવાની ઇચ્છા. તરવાની તથા નહાવાની વૃત્તિ. **અતિયોગ** અતિપિપાસા, દારૂડિયાપણું **ન્યુન**—પેય પદાર્થોની ઇચ્છા થોડી

**સ્થાન**—અહારેચ્છાની આગળના બાજુએ.

૭ **પ્રપૂર્ણ**—પાણીના ઘણાજ શોખીન છો.

સ્થળજ્ઞાન પૂર્ણ હોય તો ઉત્તમ ખલાસી થઈ શકો કેફી પીણાથી તદન દૂર રહેવું કારણકે તે ટેવ ફરીથી છૂટી શકશે નહિ.

૬ **પૂર્ણ**—તરસ ઘણીજ લાગે, તરવામાં અને નહાવામાં આનંદ માનો છો.

૪ **સાધારણ** તરસ સાધારણ છે. પીવાની વૃત્તિ નિયમમાં.

૨ **ન્યુન**—દરિયાની મુસાફરી કરવાનુ પસંદ કરતા નથી પીવાની વૃત્તિ ઓછી.

## ૪ વિ-તૈષણા ( *Acqisitiveness* )

માલ મિલકતનો ખ્યાલ, કરકસર, મેળવવાની વૃત્તિ વૈસ્યવૃત્ત ભવિષ્યને માટે સંચય. **અતિયોગ**—અતિલોભ, કૃપણતા, અને

કંજુસાઇ ન્યુન—ખરચાળપણું. **સ્થાન—અહારેચ્છાની** ઉપર, સંયોજક શક્તિ અને ગોપન શક્તિની વચ્ચે એના ત્રણ વિભાગ છે.

આગલો ભાગ મેળવવાની વૃત્તિ, વેપાર ઉદ્યોગ કરવાની તથા માલમીલકત સંપાદન કરવાની વૃત્તિ આપે છે.

વચલો ભાગ કરકસર કરવાની શક્તિ, આવક અને ખરચ સરખો રાખવાની શક્તિધ:યોડાનું ણું કરવાની શક્તિ આપે છે.

પાછલો ભાગ સંચય કરવાની, દાટો મેલવાની, ભવિષ્યને માટે રાખી મેલવાની વૃત્તિ આપે છે. આથી સ્વાથ અને કંજુસાઇ વધારે આવે છે.

**૭ પ્રપૂર્ણ** ઘણાજ કરકસરી છો. ધન સંપાદન કરવાની ઇચ્છા બહુજ મોટા પ્રમાણમાં છે. પૈસાને બીજી બધી બાબત કરતાં પહેલું સ્થાન આપો છો.

૬ પૂર્ણ—ઘણાજ ઉદ્યોગી અને પૈસાદાર થવા આતુરછો. કરકસરી થઇ બચાવી શકો છો. પૈસા ખરચતાં પહેલાં બહુજ વિચાર કરો છો. વેપાર ધંધા માટે તમારી લાયકત સારી છે.

**૪ સાધારણ**—ઉદ્યોગી છો. માલમીલકત સંપાદન કરવાની ઇચ્છા સાધારણ. પૈસો પેદા કરવાની વૃતિ ઘણી છે. પણ તે બીજાને મદદ માટે તથા બીજી પૂર્ણ શકિતઓને સંતોષવા માટે.

**૨ ન્યુન**—ખરચાળ અને ઉડાઉ ઘણા. આવક ઉપરાંત છુટથી ખરચ કરો છો.

**ખીલવણી**—બચાવવા અને કરકસર કરતાં શીખો. ઉદ્યોગી થાઓ. તમારા પૈસાને સારા વ્યાજે મુકો. ભવિષ્યને માટે બચાવવું એ પ્રથમ ફરજ સમજો.

'નિગ્રહ—મેળવ્યું હોય, તેને વાપરો અને ઉપભોગ કરો બીજી શકિતઓની ખીલવણી કરો. ઉદાર થાઓ. પૈસા મેળવીને તેને સન્માર્ગે ખરચવા એજ જીંદગીની મધુરતા છે.

## નં. ૫ નિગ્રહવૃત્તિ. (Secretiveness)

છુપાવવાનીવૃત્તિ હુશિયારી, યુકિતપ્રયુકિત, ચાતુર્ય, વ્યવહારકુશળતા—**અતિયોગ** દગો. છેતરપીડી, જુઠાઇ. છળપ્રપંચ કપટ

**ન્યુન**—ગમે તેમ બોલી દેવુ ખુલ્લો સ્વભાવ

**સ્થાન**—વિનાશકવૃત્તિની ઉપર અને વિ-તૈષણાની પાછળ કાનના ઉપલા ભાગથી એક ઇંચ ઉપર એના ત્રણ વિભગ છે. આગલો ભાગ મોં બંધ કરી સાંભળવાની, ચુપ રહેવાની અને સંતાઈ રહેવાની વૃત્તિ આપે છે. વચલો ભાગ વ્યવહારકુશળતા (tact) યુકિત પ્રયુકિતવાળી હિકમત. દરેક તકની ઉપર નજર રાખી તેનો ચાલીકીથી કેમ લાભ લેવો તેની શકિત આપે છે.

પાછલો ભાગ વાત ઉડાવવાની, દ્વિઅર્થી ભાષણ કરવાની તથા કદી ન બંધાઇ જવાની શકિત આપે છે.

૭ પ્રપૂર્ણ—ઘણાજ લુચ્ચા અને કદી પણ બંધાતા નથી. અને જો ન્યાય શકિત સાધારણ હોય તો બીલકુલ અવિશ્વસનીય અને છળ પ્રપંચથી ભરેલા છો. જો વિતૈષણાં મોટી હોય તો જુઠું બોલો છો અને છેતરો છો, સાવધતા વધારે હોય તો નજીકના સ્નેહીઓ તમારૂ ખરૂ રૂપ ઓળખી શકે નહિ, તમારે વધારે ખુલ્લા દીલના થવાની જરૂર છે.

૬ **પૂર્ણ**—એકમાર્ગી, ઓછું બોલનાર છો. કદી બંધાઇ જતા નથી. દરેક વાત મનમાં રાખી મૂકો છો.

તમો પ્રમાણિક હો તો પણ ઓછું બોલવાને લીધે તમારા વર્તન અને કામોનો ઉંધો અર્થ થાય એમ છે. દ્વિઅર્થી ભાષા બોલવાનું અથવા તો સવાલનો એકદમ સીધો જવાબ ન આપવાનું પસંદ કરો છો. સત્યની કરકસર કરવાની શકિત સારી છે. તમારા જુસ્સા અને લાગણીઓ ઉપર કાબુ સારો છે.

૪ **સાધારણ**—નિગ્રહવૃત્તિ સાધારણ છે જરૂર પડે વાત છુપાવી શકો એમ છો પણ ઉશ્કેરાઇ જાઓ ત્યારે છુપુ રાખી શકો નહિ.

૨ **ન્યુન**—**ઘણાજ** બોલકણા ખુલ્લા દીલના છો. વાત છુપાવી શકો નહિ જે કહેવાનુ હોય તે એકદમ કહી દો.

**ખીલવણી**—વધારે સાવચેત અને 'પોલીટીકલ' થાઓ. તમારી લાગણીઓ અને જુસ્સાઓ ઉપર ખૂબ કાબુ રાખો. ઓછું બોલો બહુ સંસર્ગ રાખો નહિ. તમે જે કાંઇ સાંભળો, જુઓ કે જાણો તે કોઇને ન કહેવાનો સખત નિયમ લઇ અભ્યાસ પાડો.

**નિગ્રહ**—ખુલ્લું, સરળ દિલ રાખો. તમારી રીતભાત બોલવું ચાલવું બધુ સરળ રાખો મિત્રો અને મંડળોમાં વધારે વખત રહો. વાતચીતમાં ભાગ લો.

## નં ૬ વિનાશક વૃત્તિ.

(Distructiveness or Aggressive Energy.)

**સંહારેચ્છા, કાર્યસાધકપણું,** ગુસ્સો, વૈરભાવ, ઉદ્યોગ, કાર્ય કુશળતા, સહન કરવાની શક્તિ, મનની કઠોરતા.

**અતિયોગ**—વેર, નિર્દયતા **ન્યુનતા**-કાય કુશળતાની ખામી, નિર્માલ્યતા, અસ્થિર ચિત્ત. **સ્થાન**—કાનની ઉપર અને તેના ઉપલા ભાગની આજુબાજુ એના બે વિભાગ છે.

આગલો ભાગ ઉત્સાહ, કાયસાધકપણું, ઉદ્યોગનું બળ અને સતત કાય કરવાની શક્તિ આપે છે.

પાછલો ભાગ સખ્તાઇ, ખમવાની શક્તિ અને બીજાઓને દુઃખ દેવાની ઇચ્છા આપે છે.

૭ **પ્રપૂર્ણ**—કામ પારપાડવાની, કાર્ય કરાવવાની ઘણીજ ભારે શક્તિ છે, અતિશય જુસ્સાવાળા અને કાર્યસાધક છો. ભારે મુશીબતો અડચણો અને સંકટોમાંથી સહેલાઇથી પસાર થઈ શકો છો. જ્યારે ચીડાયલા હો ત્યારે સખ્તમાં સખત ગુસ્સો બતાવી શકો છો. દુઃખ સહન કરી શકો છો અને જરૂર પડે દુઃખ દઇ પણ શકો છો.

૬ **પૂર્ણ**—તમારા આગળ વધવામાં જે કાંઈ અડચણો અને નડ કરનાર હોય તેને દૂર કરવાનું અથવા તો નાશ કરવાનું બળ, જુસ્સો અને ઉદ્યોગ સારા પ્રમાણમાંછે. કાર્યસાધક અને સહન કરી શકો એવા છો. ઘણાજ ક્રોધી અને ખારીલા થઇ શકો એમ છો. પુરતી ધીરજ છે. જો ઉશ્કેરાઓ તો તમે ઘણા સખત, કરડા અને કઠોર થશો.

૪ **સાધારણ**—ખાસ મજબુત હેતુ શિવાય પુરતુ બળ બતાવતા નથી. ઘણો ક્રોધ નથી. જીવન સરળ રીતે ચલાવવા ઇચ્છો છો. કાર્યસાધક પણું જો કે ઓછું નથી તોપણ જરૂર શિવાય દર્શાવતા નથી.

૨ ન્યુન—સખત કામથી દૂર રહો છો. ખીજવાવાનું કારણ મળે તોપણ ગુસ્સે થતા નથી. ઘણાજ નરમ દીલના છો. ઉત્સાહ અને જુસ્સાની ન્યુનતા.

**ખીલવણી**—સાર્વજનિક અડચણો અને દુઃખોનો સવાલ હાથમાં લેઇ તેનું નિવારણ કરો. મદ્યપાન નિષેધક મંડળીઓ તરફથી કામ કરો. અડચણો દૂર કરવાનો પ્રયત્ન કરો. સતત મહેનત અને ઉદ્યોગ કરો અને જે કામ હાથમાં લો તેમાં બધું બળ અજમાવો.

**નિગ્રહ**—નરમ, દયાળુ સ્વભાવ રાખો અને ક્ષમા વૃત્તિ કેળવો.

## નં. ૭ શૌર્યબળ.

હિંમત, બહાદુરી, સાહસ, વાદવિવાદ, કલહ પ્રીતિ, આત્મરક્ષણ હુમલો કરવાની શક્તિ. **અતિયોગ**-તકરારી અને વાતવાતમાં લઢવાનો સ્વભાવ, બીજાના દોષ જોયા કરવા વગેરે, **ન્યુનતા**-હિંમત અને જુસ્સાની ખામી.

**સ્થાન**—વિનાશકવૃત્તિ અને નિગ્રહવૃત્તિની પાછળ. કાનના મથાળાના પાછલા ભાગે. એના ત્રણ વિભાગ છે.

નીચલો અને પાછળનો ભાગ સાહસિક, ઝનુની, અને વઢકણો સ્વભાવ આપે છે.

આગળનો ભાગ આત્મબચાવની વૃત્તિ અને પોતાની ઉપર આવી પડેલાં સંકટો અને દબાણ કે નુકશાન સામે લઢવાની શક્તિ આપે છે.

ઉપલો ભાગ નૈતિક હિંમત, સંકટ સમયે શાંત વૃત્તિ, તથા દ્રઢતા આપે છે તથા સામો હુમલો થતો હોય અથવા તો નિંદા કે સખત

વાક્પ્રહાર થતા હોય તો પણ મન ઉપર કાબુ રાખવાની શક્તિ આપે છે.

૭ **પ્રપૂર્ણ**—પૂંર્ણ હિંમતવાન છો. મુશ્કેલી વાળી, જોખમી અને સાહસિક જીંદગી પસંદ કરો છો. લડવા અને સ્પર્ધા કરવા તૈયાર રહો છો. વાદવિવાદ અને તકરારનો શોખ ઘણો. તમારા કામો પાર પાડવા માટે અડચણો અને મુશ્કેલીઓ હઠાવવા પુરતો જુસ્સો વાપરી શકો છો.

૬ **પૂર્ણ**—ઉપર પ્રમાણે પણ સહેજ નિયમમાં સમયસુચકતા સારી છે. અણધાર્યા પ્રસંગો માટે પણ હંમેશાં તૈયાર રહો છો.

૪ **સાધારણ**—હિંમત સાધારણ છે. જ્યારે ઉશ્કેરાઓ ત્યારે તમારા હકનું તમે રક્ષણ કરો છો પણ બને ત્યાં સુધી તકરાર કરતાં સલાહ શાંતિથી વર્તવાનું વધારે પસંદ કરો છો. ખાસ સંજોગો અને કાર્ય પરત્વે તમે હિંમત અને તકરાર કરી શકો છો.

૨ **ન્યુન**—હિંમતની ખામી, અડચણોથી નાહિંમત થઈ જાઓ છો. આથી ઘણુંજ થોડું કાર્ય થઈ શકે. શૌર્ય બળ ખુબ ખીલવો.

**ખીલવણી**—હરીફાઇ અને તકરારમાં હઠી ન જાઓ. સંકટ અને અડચણોને દૂર કરવા સતત પ્રયત્ન કરો. હમેશા સ્વાત્મરક્ષણ કરવુંજ જોઇએ. વાદવિવાદમાં જોડાઓ. રાજ્યદ્વારી ધર્મના કે સંસારના સવાલો ઉપર તકરાર અને વાદવિવાદ કરો હમેશાં એક પક્ષ પકડી તકરાર કરો.

**નિગ્રહ**—વાદવિવાદમાં અને તકરારમાં ભાગ લો નહિ. ભાષા અને કાર્યોમાં કઠોરતા ઓછી લાવો.

## ઉત્કર્ષક શક્તિઓ.

### ૧૪ સાવધતા ( Cautiousness )

સાવચેતી, ડહાપણ, અગમચેતી, ચોકસાઇ, બારીક તપાસ રાખવી, મુલતવી રાખવાની ટેવ, બીક **અતિયોગ**—બીન જરૂરી બીક

**ન્યુનતા**—ઉછાંછળાપણું, અવિચારીપણું.

**સ્થાન**—નિગ્રહવૃત્તિની ઉપર એના ત્રણ વિભાગ છે. આગલો ભાગ સાવચેતી, ( descretion ) વિવેકવૃત્તિ અને દીર્ઘદષ્ટિ આપે છે.

વચલો ભાગ પરિણામની ચિંતા અને ફીકર કરાવે. છે પાછલો અને નીચલો વિભાગ બીક, વહેમ, ભયની આગાહી અને અનિશ્ચિતતા આપે છે

**૭ પ્રપૂર્ણ**—ઘણાજ સાવચેત, ચિંતાતુર અનેચોકસાઇવાળા છો સહેલાઇથી ગભરાવી શકાય જોખમદારી લઇ શકો નહિ. સહેજ દુઃખ કે અડચણ તમને ગભરાવી શકે.

**૬ પૂર્ણ**—સાવચેત અને ડહાપણ ભરેલા છો કોઇ કાર્યના નિશ્ચય ઉપર આવતાં ઘણો વખત લો છો. મુલતવી રાખવાની ટેવ ન પડે તે માટે કાળજી રાખશો જોખમ વેઠવાની તત્પરતા ન હોવાથી તમે ઘણી તક ગુમાવો છો. તમે દરેક જોખમ માટે બચાવ રાખી કાર્ય કરો છો

**૪ સાધારણ**—સાવધતા સાધારણ છે. ઉશ્કેરાટ સાધારણ હોય તો પૂર્ણ સાવચેતી અને ડહાપણથી કામ કરી શકો. નહિ. તો ઉશ્કેરાયલી સ્થિતિમાં તમે ઉછાંછળા થઇ શકો.

૨ ન્યુન—પરિણામની ચિંતા બિલકુલ નથી. બીક શું છે તે તમે સમજતા નથી. ઉછાછળા, અવિચારી અને અડચણોને અડધે રસ્તે મળવા જાઓ તેવા છો.

**કેળવણી**—કાર્ય કરો તે પહેલાં બે વખત વિચાર કરો. કારણ કે અવિચારીપણું ખરાબ કરે છે. સાવચેત માણસની સલાહ લો. અને બધીબાજુનો વિચાર કરી સાવચેતીથી કામ કરો.

**નિગ્રહ**—એક નિશ્ચયથી હમેશાં કામ કરો. તમારા સંકટોને મોટું રૂપ ન આપો, બીક અને અનિશ્ચિતતા તમારી જીંદગીના દરેક કામમાં અડચણ રૂપ ન થાય તે જુઓ.

## ૧૫—કીર્તિલોભ (*Approbativeness*)

નામના કાઢવાની ઈચ્છા. માન પાનની આશા. પ્રસંશા, કિર્તિયશ વગેરેની ઈચ્છા. લોકપ્રિય થવાની પ્રસિદ્ધ થવાની અને મોટા ગણાવાની ઈચ્છા. **અતિયોગ**—મિથ્યા આડંબર. ( Vanity ) અદેખાઈ. હરિફાઈ **ન્યુનતા**—બીજાઓના અભિપ્રાયોની બેદરકારી, સભ્યતા અને ચાલુ ફેશન તરફની બેદરકારી **સ્થાન**—સાવધતા અને સ્વમાનની વચ્ચે, એના ત્રણ વિભાગ છે.

નીચલો ભાગ ઉત્તમ કાર્ય કરવાની ઈચ્છા, વિજય મેળવવાની ઈચ્છા કંઈક નામ નીકળે એવું કરી જવાની ઈચ્છા આપે છે ઉપલો ભાગ 'એટીકેટ' 'ફેશન' સભ્યતા આપે છે તથા બીજાનું ધ્યાન ખેંચવાની ઈચ્છા આપે છે.

છેક ઉપરનો સ્વમાનની નજીકનો ભાગ નામના, કીર્તિ, અને આગેવાન પદ મેળવવાની ઇચ્છા આપે છે.

૭ **પ્રપૂર્ણ**—વખાણ અને ગુસ્સાની તમને બેહદ અસર થાય છે. આગળ આવવાની અને વિજય મેળવવાની આતુર ઇચ્છા છે. ઘણાજ સભ્ય અને રીત રીવાજને માન આપનાર છો. ફુલણજી જેવા ન થાઓ તે માટે સાવચેત રહેશો.

૬ **પૂર્ણ**—ખુશામતથી છેતરાઓ નહિ તે માટે ધ્યાન આપો. ચારિત્ર અને કીર્તિની લાગણી ઘણીજ. વખાણ થાય તે બહુ ગમે ઠપકો કે નિંદા સહન કરી શકતા નહિ તેની તમારા ઉપર બહુજ અસર થાય છે, વિવેકી સભ્ય અને નામ કાઢવાની ઇચ્છાવાળા છો. ચારિત્ર અને નામને ડાઘ ન લાગે તે માટે ખાસ કાળજી રાખો છો.

૪ **સાધારણ**—કંઇક સારૂ કામ કરવાની ઇચ્છા ખરી પણ બીજાઓના અભિપ્રાયો ઉપર ઝાઝુ ધ્યાન આપો નહિ. ઠપકો અને વખાણ તમને અસર કરે છે છતાં પણ લોકના અભિપ્રાયો પ્રમાણે ચાલવાનું પસંદ કરતા નથી.

૨ **ન્યુન**—ફેશન, લોકાપવાદ, લોકમત એની બીલકુલ દરકાર કરતા નથી. તમે ઘણા સ્વતંત્ર છો અને ભાગ્યેજ લોકપ્રિય થઇ શકશો.

**ખીલવણી**—સભ્યતા ભરેલા થાએ જનસમાજને અનુકુલ રીતભાત, પહેરવેશ રાખો. લોકમતની દરકાર રાખો. તમારા નામને સહેજ ડાઘ લાગે એવું જરાપણ ન કરો. દરેક તરફ આનંદી રીતે જુઓ.

**નિગ્રહ**—ઠપકાની અને નિંદાની ઝાઝી દરકાર કરો નહિ. વધારે સ્વતંત્ર થાઓ. ખુશામત અને વખાણની દરકાર કરો નહિ.

## ૧૬ સ્વમાન, (*Self Esteem*)

અહંભાવ, આત્મવિશ્વાસ, સ્વતંત્રતા, અભિમાન, મનોબળ, અધિકારની ઇચ્છા. **અતિયોગ** મિથ્યાભિમાન ઉદ્ધતાઇ, મગરૂરી, જુલ્માટ, મદાંધપણું **ન્યુનતા** હલકાઈ, તાબેદારીપણું, સ્વમાનની ખામી.

**સ્થાન**—મસ્તકના ઉપલા ભાગમાં. **દ્રઢતાની** પાછળ એના ત્રણ વિભાગ છે. નીચલો ભાગ પોતાના હક અને સ્વતંત્રતાનો પ્યાર તથા આત્મ શ્રદ્ધા આપે છે.

વચલો ભાગ આત્માભિમાન **અહંભાવ** તથા પોતાના કાર્યોને અને વિચારોને કીમતી ગણાવે છે.

ઉપલો ભાગ મગરૂરી, મરદાનગીપણું, દોરવવાની શક્તિ, જોખમદારી લેવી તથા આગેવાન અને નેતા થવાની શક્તિ આપે છે.

**૭ પ્રપૂર્ણ**—સ્વમાનની ઘણી ભારે લાગણી છે. મોટા કામ કરવાની ભારે ઇચ્છા છે તમારી શક્તિ બળ અને ધનમાં તમને પૂરેપૂરો વિશ્વાસ છે. કોઈની સલાહ કે બીજાની ઉપર ભરોસો રાખવાનું પસંદ કરતા નથી. ઘણા મગરૂ , સ્વસંતોષી છો.

**૬ પૂર્ણ**—આત્મશ્રદ્ધા વાળા છો અને જોખમદારી માથે લેવા આતુર છો. તમારા દરજ્જાને અનુસરતું કાંઇ પણ મોટું કામ કરવાની પ્રબળ ઇચ્છા છે. ભાગ્યેજ કોઇની સલાહ લો છો. સ્વતંત્ર રહેવાનું ખાસ કરીને પસંદ કરો છો.

**૪ સાધારણ**—સ્વમાન અને મરદાનગી પણું છે પણ મગરૂર કે ઉદ્ધત નથી. સાધારણ સ્વમાન અને માન મરતબા સાથે કાય કરી લેવાની ઇચ્છા રાખો છો.

૨ ન્યુન—સ્વમાનની ખામી, તમારી શક્તિઓની અને ગુણોની તમે ઓછી કીમત આંકો છો. સ્વતંત્રતાની ખામી છે. હલકી સંગતમાં ભળવાનો ભય રહે છે.

**ખીલવણી**—તમારી શક્તિઓ, બુદ્ધિ અને ગુણોની પુરતી કીંમત આંકો. હમેશાં ગમે તેવું અઘરૂં કાર્ય કરી શકવા તમે શક્તિવાન છો એવો નિશ્ચય કરો. મનુષ્યતાની સ્વતંત્રતા કદી છોડી દો નહિ.

**નિગ્રહ**—પોતાનોજ કક્કો ખરો કરાવવો એવી ટેવ ન રાખો. ગર્વમાં અને અહંકારથી આપણે ભાતૃભાવ ભૂલી જવો ન જોઇએ. બીજાનું શું કહેવું છે તે સાંભળો. બીજાની અડચણો ધ્યાનમાં લો.

## ૧૭ દઢતા ( *Firmness*)

સ્થિરતા દઢતા, ધીરજ, સતત, મચ્યા રહેવાની શક્તિ, મક્કમપણું, અડગવૃત્તિ, દૃઢ નિર્ણય, **અતિયોગ** દુરાગ્રહ, ન્યુ**નતા**-અનિશ્ચિતપણું, અસ્થિરતા.

**સ્થાન**—સ્વમાનની આગળની બાજુએ. મસ્તકનાં ઉપલા ભાગમાં વચ્ચોવચ્ચ મસ્તકને બરોબર સીધું રાખી કાનના છિદ્રથી ઉપરની બાજુએ લીટી દોરીએ તો તે લીટી બરોબર મસ્તકને મથાળે આ શકિત ઉપર આવશે. એના ત્રણ વિભાગ છે.

નીચલો અથવા પાછલો ભાગ ઘણીજ ઝડપથી નિશ્ચય કરવાની શકિત તથા પોતે પસંદ કરેલા રસ્તે ચાલવાની શકિત આપે છે વચલો ભાગ વિચાર અને મતની સ્થિરતા. સ્થિર દષ્ટિબિંદુ આપે છે.

આગલો ભાગ હાથમાં લીધેલું કામ પુરૂ કરવાની શકિત અને ચીવટાઇ આપે છે.

૭ **પ્રપૂર્ણ**—ઘણી પ્રબળ ઇચ્છા શકિત છે. ખંત અને ફરી ફરી તેજ કામ કરવાની શકિત ભારે છે. તમે દુરાગ્રહી તથા આડા બનો એવો સંભવ છે. તમે કદી નમ્યુ આપો નહિ.

૬ **પૂર્ણ**-ઇચ્છા શકિત તથા ખંત અને ચીવટાઇ ઘણીજ. એક નિશ્ચયી અને તમારા શબ્દો અને વચન ઉપર પુરો ભરોસો રાખી શકાય. તમે જે કામ લો તે ખંત અને ચીવટાઇથી પાર પાડો છો.

૪ **સાધારણ**—ખંત અને નિશ્ચય સાધારણ સારો છે, પણ સરળતા અને સંજોગને અનુસરી વર્તી શકો એમ છે.

૨ **ન્યુન**—ચીવટાઇ અને ખંત નથી; દઢતાની ખામી, ઢચુપચુ મન અને અસ્થિર સ્વભાવ છે.

**ખીલવણી**—વધારે દઢ નિશ્ચયના થાઓ. સંજોગોને તમારા ઉપર રાજ્ય ચલાવવા ન દો. એક નિશ્ચય પ્રમાણે ચીવટથી અને ખંતથી કામ કરો.

**નિગ્રહ**—આડઇ અને દુરાગ્રહ છોડી દો સહેજ નરમાશ રાખો અને બીજાની સલાહ લો.

## ૧૮—ભક્તિભાવ (*Worship*)

મોટાને માન આપવું. ઇશ્વર ભક્તિ પુજા ઉપાસના પ્રાર્થના વગેરે ધર્મ ક્રિયાઓ તરફની શ્રદ્ધા—**અતિયોગ** મુર્તિપુજા ધર્માંધતા, બેહદ નરમાશ **ન્યુનતા** અશ્રદ્ધા, નાસ્તિકતા, અને માન મરતબો જાળવવાની ખામી. **સ્થાન**-મસ્તકના મથાળાના વચલા ભાગમાં. 'દઢતા'ની આગળ એના ત્રણ વિભાગ છે.

પાછલો ભાગ જુનાં વસ્તુઓ, ખંડીયેરો જુના રીતરીવાજો તરફની પ્રીતિ આપે છે.

વચલો ભાગ જગત કર્તાને પુજવાની તેની ભક્તિ કરવાની તથા પ્રાર્થના કરવાની ઇચ્છા આપે છે.

આગલો ભાગ વૃધ્ધો તથા મોટાંઓને અને સત્તા ધારીઓ તરફ માન અને નમ્રતાની લાગણી પેદા કરાવે છે.

**૭ પ્રપુર્ણ**-ઘણાજ નમ્રતાવાળા અને બીજાને માન આપનાર અને ઇશ્વર ઉપર ઘણાજ ભક્તિભાવ વાળા અને સતત પૂજન કરનાર બની શકો એમ છે. ચાલતા આવેલા રીવાજો ધર્મપૂજનના સંસ્કાર વિધિ અને જુના મત સંપ્રદાયોને ઘણુંજ માન આપો છો. ઘણીજ ગંભીરતાથી અને ભક્તિ ભાવથી પૂજન અર્ચન કરો છો.

**૬ પુર્ણ**—વૃધ્ધોને તમે ઘણુંજ માન આપો છો. પુજામાં વખત ગાળો છો સત્તાધારીઓને ઘણું માન આપો છો. જુના રીત રીવાજોને વળગી રહો છો. વિનયી અને ભક્તિભાવ વાળી વૃત્તિવાળા છો.

**૪ સાધારણ**—તમારામાં ઇશ્વર પૂજન અને ભક્તિભાવ છે ખરો પણ તેને તમારા ધંધાની આડે આવવા દેતા નથી. તે જો બીજી વધેલી શક્તિઓના કાર્યમાં અડ્ચણ કરે તો તેને એક બાજુએ મેલી શકો. મત અને પંથ અને રીત રીવાજ તથા વિધિઓ તરફ ઘણું માન રાખતા નથી

**૨ ન્યુન**—ભક્તિભાવ કે પૂજા તરફ ઘણીજ ઓછી લાગણી છે ગંભીર કે પવિત્ર વસ્તુઓ જોઇ તમને કાંઇ અસર થતી નથી. ઉપરી અને મોટાં માટે ઘણી થોડી માન મરતબાની લાગણી પેદા થાય છે.

**ખીલવણી**—વૃધ્ધો માટે તથા પવિત્ર ચીજો માટે કદીપણુ તમે હલકી રીતે અથવા પુરતા માન મરતબા વગર બોલો નહિ. ઉપરીઓને માન આપતા શીખો. સારાં પુસ્તકો વાંચો, ઉંચી નૈતિક લાગણીઓ વાળા મનુષ્યોની સોબત રાખો.

**નિગ્રહ**—જુના વિચાર રીતભાત અને રીવાજ તથા કર્મ કાંડને આંધળી રીતે વળગી રહો નહિ. ધર્માંધપણું ખુબ વધેલું હોય તો કોઇપણુ ધમની સભાનાં ભાગ ન લો. કસરત, સખત કામ વગેરેમાં મનને પરોવો.

## ૧૯ અધ્યાત્મવૃત્તિ. (*Spirituality*)

શ્રધ્ધા, વિશ્વાસ, આત્મા સબંધીનો વિચાર, નવિનતાનો શોખ, નવા શોધાયલા અને શોધાતા સત્યોમાં વિશ્વાસ. **અતિયોગ** ધર્માંધપણું, વહેમ, પ્રેતવાદ. **ન્યુન** અશ્રધ્ધા અવિશ્વાસ. **સ્થાન**–'આશા' ની આગળ, એના ત્રણુ વિભાગ છે. નીચલો ભાગ નવીનતાનો અને અજાયબી તરફનો શોખ આપે છે. તથા સાધારણુ બાબતને મોટુ રૂપ આપવાનો અતિશયોક્ત કરવાનો સ્વભાવ આપે છે.

વચલો ભાગ અદૃશ્યમાં શ્રધ્ધા અને બીન અનુભવેલા વિષયો અને અર્ધ પુરવાર થયેલાં સત્યનો ઉપયોગ કરવાની વૃત્તિ આપે છે. ઉપલો ભાગ આત્મા અને અધ્યાત્મ વિષય સંબંધી પ્રેમ આપે છે. સત્ય અસત્યનો નિર્ણય બુરૂ કે સારૂ થવાનું હોય તે અંતરજ્ઞાન વડે અગાઉથી જાણી શકવાની શક્તિ આપે છે.

**૭ પ્રપૂર્ણ**—સત્ય અને ઉત્તમ શું છે તેની અંતરપ્રેરણાવડે ઉત્તમ રીતે જ્ઞાન થાય છે. અંતરાત્મા દરેક કાયમાં આપણુને

દોરવ્યા કરે છે એવી તમને પૂર્ણ શ્રદ્ધા છે. અને આવી અંતરની દોરવણી પ્રમાણે ચાલો છો ત્યારે હંમેશાં તમે ખરો રસ્તોજ ગ્રહણ કરો છો, શ્રદ્ધા અને વિશ્વાસ ઘણોજ છે.

૬ પૂર્ણ—ઉપર પ્રમાણે, પણ કંઈક નિયમમાં અધ્યાત્મિક વિષય ઉપર વિચાર કરવાનું ઘણું પસંદ કરો છો.

૪ સાધારણ—તમને અંતરનો અવાજ તમારા કાર્યોમાં દોરવે છે ખરો પણ તે એટલો બધો સ્પષ્ટ હોતો નથી.

૨ ન્યુન—અંતરનો અવાજ કે દોરવણી ઘણીજ ઝાંખી. ઘણી મહેનતે નવા વિષયોમાં તમારી ખાત્રી થાય છે. પુરવાર કરવા માટે દશ્ય પુરાવા જુઓ નહિ ત્યાં સુધી તમે કંઈ પણ માનતા નથી. નવા વિષયો અને સત્યો તપાસ કર્યા વગર પણ છોડી દો એવો સંભવ છે.

ખીલવણી—જડવાદ તરફ દોરવતી દરેક ચીજથી દૂર રહો. નવા સત્યો માટે તમારૂ મન ખુલ્લુ રાખો. અધ્યાત્મ વિષયો ઉપર મનને ચોંટાડો.

નિગ્રહ—દુનિયાના વ્યવહાર અને દશ્ય પદાર્થો તરફ વધારે ધ્યાન આપો. દુનિયાની અને વ્યવહારની ફરજો ઉપર ખાસ લક્ષ દો.

## ૨૦ આશા *Hope*

ભવિષ્યમાં સારૂ થવાનું છે એવો નિશ્ચય, ઉત્સાહ, દરેક વસ્તુની ઉત્તમ બાજુ જોવી, સાહસિક વૃત્તિ. અતિયોગ—આકાશી મહેલ બાંધવા, સટ્ટા કરવા, વિચાર વગરના વચનો આપવાં. ન્યુનતા—નિરાશા, નિરૂત્સાહ, સાહસવૃત્તિની ખામી.

**સ્થાન**—ન્યાયનિષ્ઠાની આગળ, ભક્તિભાવની બાજુમાં અને અધ્યાત્મ વૃત્તિની પાછળ એના ત્રણ વિભાગ છે.

નીચલો ભાગ સાહસ વૃત્તિ, ફતેહ અને નફાની આશાએ જોખમ માથે લેવાનું અને નાણા રોકવાની વૃત્તિ આપે છે.

વચલો ભાગ આ વર્તમાન જીવનમાં સુખ અને ફતેહ જરૂર મળવાની છે એ ઐહિક સુખની ખાત્રી આપે છે.

ઉપલો ભાગ આત્માના અમરત્વની ખાત્રી, મોત પછીના જીવનની શાંતિ અને સુખ સંબંધી વિચાર આપે છે.

**૭ પ્રપુર્ણ**—તમારી આશાઓ હદવગરની છે તેમ હવામાં કિલ્લા બાંધો છો. ભવિષ્યના સારાં ચિત્રો હંમેશાંજ જોયા કરો છો ઘણા સાહસ વૃત્તિવાળા અને લાંબી આશાવાળા છો.

**૬ પુર્ણ**—દરેક બાબતોની ઉજળીં બાજુ જુઓ છો અને તેમાં જે અડચણો અને દુઃખો છે તે ધ્યાનમાં લેતા નથી. તમે જેટલું કરી શકો તેના કરતાં વધારે કામ હાથમાં લો છો. અને જ્યારે નુકશાન થાય ત્યારે બીજી વખત ભવિષ્યમાં વધારે સારૂ બનશે એવી રીતે તમે તમારી જાતને દીલાસો આપો છો. આનંદી અને આશા ભરેલા છો.

**૪ સાધારણ**—તમે બહુ કામ હાથમાં લેતા નથી જેટલું બની શકે તેટલું ચોક્કસ હોય તેટલુંજ કરો છો. અડચણોથી નાસીપાસ થવા સંભવ છે. ભવિષ્ય કરતાં વર્તમાન ઉપર વિશેષ ધ્યાન આપોછો.

**૨ ન્યુન**—ભવિષ્યમાં દુઃખજ છે એમ માનો છો. અડચણ અને દુઃખોથી તરત નીરાશ થઇ જાઓ છો અને અડચણોને મોટું રૂપ આપો છો. સાહસની ખામી છે.

**ખીલવણી—**કદી પણ નીરાશ ન થાઓ. દીલગીરીને આનંદીપણાથી મારી હડાવો. જે જે મનુષ્યો આનંદી અને ઉત્સાહી હોય તેની સોબત કરો. યાદ રાખો કે દરેક અડચણ કે દુઃખ ગમે તેવું મોટું અને ભારે હોય તો પણ તેનો ઉપાય હોય છેજ અને ગભરાવાથી તે અડચણ થવાનું આપણું બળ નાશ પામે છે માટે આનંદી ઉત્સાહી, અને અડચણો સામે બાથ ભીડતા શીખો.

**નિગ્રહ—**બહુ સાહસ ન ખેડો. બુદ્ધિપૂર્વક દરેક કામમાં જોડાઓ. સટ્ટામાં ન પડો.

## નં. ૨૧ આત્મનિષ્ઠા. *Conscientiousness*

ન્યાયાન્યાય વિવેક, ન્યાય પરાયણતા, સત્ય પ્રિયત્વ, પ્રમાણિકપણું. **અતિયોગ**-નિંદા કરવાની વૃત્તિ, પશ્ચાતાપ **ન્યુન**—પશ્ચાતાપની ખામી નિર્લજતા **સ્થાન 'આશા'** ની પાછળ અને ' **દ્રઢતા** ની બંન બાજુએ એના ત્રણ વિભાગ છે. નીચલો અને બહારનો ભાગ કાર્યો અને બોલવાનું તથા જીવનની રહેણીનો સંબંધ કરાવે છે.

વચલો ભાગ સત્યતા પ્રમાણિકપણું અને વચનને વળગી રહેવાનો સ્વભાવ આપે છે.

ઉપલો ભાગ ન્યાય, સખત પ્રમાણિકપણું, નૈતિક ફરજો તરફની ચીવટાઈ અને પશ્ચાતાપની લાગણીઓ આપે છે.

**૭ પ્રપૂર્ણ—**નૈતિક નિયમોથી તમે ચાલો છો સત્યની બાબતમાં ઘણીજ સખત રીતે ચોક્કસ રહો છો. મનુષ્ય સ્વભાવની નિર્બળતા અને અપૂર્ણતાનો ખ્યાલ કરી જે છુટ મુકવી જોઇએ તે તમે કરી શકતા નથી એમ જણાય છે. નીતિનું બહુજ ઉંચું

લક્ષ્યબિંદુ તમે કલ્પો છો. અને ઘણી વખતે તમારા કાર્યને માટે તમે સખત પશ્ચાતાપ કરો છો.

૬ **પૂર્ણ**—તમારા કાર્યોમાં તમે ઘણાજ પ્રમાણિક અને ન્યાયી થવાના સ્વભાવવાળાછો અને તમને લાગે કે કોઇને તમારાથી અન્યાય કે ખોટું થયું છે તો તમને ઘણુંજ ખોટું લાગે છે.

કોઇ પણ કાર્ય કરતા પહેલાં ફરજનો સવાલ પહેલો કરશો. બીજા ખોટું કરે તે તમે સહન કરી શકતા નથી.

૪ **સાધારણ**—સત્ય હોય તે કરવાનું તથા નૈતિક નિયમન પ્રમાણે ચાલવાનું પસંદ કરો છો પણ બીજી વધેલી શકિતઓ જે લાલચો રજુ કરે તેનો સામે હમેશાં ટકી રહેવાનું બળ ફક્ત સાધારણ છે. અને જયારે કાંઇક ખોટું થાય ત્યારે તે માટેનાં કારણો શોધી કહાડી તમારા કાર્યનું ન્યાયીપણું પુરવાર કરો છો.

૨ **ન્યુન**—ન્યાય કે સત્ય પ્રમાણેજ ચાલવું એવો કાંઇ નિયમ રાખતા નથી. પરિણામની બીકથી કે સંજોગ અનુસાર ન્યાયી રીતે વર્તો છો. નૈતિક નિયમન ઓછું છે.

**ખીલવણી**—તમે હમેશાં પ્રમાણિક અને શુદ્ધ હૃદયના થાઓ. ખાત્રી રાખો કે દુનિયા જુઠાને ધિક્કારે છે. જે કરો કે બોલો તે દરેક શુદ્ધ દીલથી કરો અને બોલો. દરેક બાબતમાં ન્યાયી અને પ્રમાણિક થાઓ.

**નિગ્રહ**—કદી એમ ન ધારો કે તમે માફ ન થાય એવું પાપ કર્યું છે. સાધારણ ઝીણી ઝીણી બાબતોની ખામીઓ માટે જીવ બાળો નાહ. પોતાના કાર્ય ઉપર વધારે પડતી ટીકાઓ કરવાથી જીવન દુઃખી થાય છે માટે તેમ ન કરો.

# ૨૨ પરોપકાર વૃત્તિ

પરોપકાર, ધર્મદાન, સહાનુભૂતિ, કોમળતા, દયા, ભલુ કરવાની ઈચ્છા, મનુષ્ય જાતને સુધારવાની ઇચ્છા, સુધારાના કાર્યમાં ભાગ લેવાની વૃત્તિ **અતિયોગ**—આપી દેવામાં તથા દયા કરવામાં બીલકુલ વિચાર ન કરવો. **ન્યુનતા**—બીજાઓમાં સહાનુભૂતિની ખામી.

**સ્થાન**—ભક્તિભાવની આગળ એના ત્રણ ભાગ છે. પાછલો ભાગ બીજાઓના સુખ તરફ ધ્યાન આપવાની વૃત્તિ તથા કોમળતા અને સહાનુભૂતિ આપે છે. વચલો ભાગ બીજાને પૈસાથી કે લાગવગથી મદદ કરવાની વૃત્તિ તથા ભલુ કરવાની ઈચ્છા આપે છે.

આગલો ભાગ જનસમાજના કલ્યાણ તરફ ધ્યાન આપવાની વૃત્તિ આપે છે. ઘણા માણસોનું વધારેમાં વધારે કલ્યાણ કરી જવાની વૃત્તિ આપે છે. વધારેમાં વધારે ઉપયોગી થવું તથા ન્યાય અને નીતિને આગળ વધારવાની વૃત્તિ આપે છે.

**૭ પ્રપૂર્ણ**—ઘણાજ પરોપકારી દાનસ્વી અને ક્ષમાવૃત્તિ વાળા છો. જ્યાં જાઓ ત્યાં શબ્દો અને પૈસાથી દુઃખ ઓછું કરવાની વૃત્તિ છે. તમે ઘણાજ દયાળુ વૃત્તિના છો.

**૬ પૂર્ણ**—ઘણાજ નરમ દિલના ઉદાર અને પરોપકારી હૃદયના છો. દુઃખીની તરફ સહાનુભૂતિ બતાવવા તથા મદદ કરવા તૈયાર રહો છો. બીજાઓ દુઃખ ભોગવે તે કરતાં તમે દુઃખ ભોગવવાનું પસંદ કરો છો, તમો દયાળુ ક્ષમાવૃત્તિના અને દાનશીળ છો.

**૪ સાધારણ**—પરોપકાર વૃત્તિ સાધારણ છે. તમે સહાનુભૂતિ દર્શાવી શકો છો. પણ મદદ કરવામાં વિચાર કરો છો.

**૨ ન્યુન**—બીજાના દુઃખની તમને ઘણીજ થોડી દરકાર છે. પરોપકાર અને સહાનુભૂત્તિની ખામી છે. તમારૂં સુખ પહેલું શોધો છે.

**ખીલવણી**—જ્યારે જ્યારે તમને તક મળે ત્યારે બીજાનાં દુઃખ ઓછાં કરવા પ્રયત્ન કરો. જે જે તમને નુકશાન કરે તેને માફ કરવા પ્રયત્ન કરો. દયાના કામો, 'રેડક્રોસ' સેટજોન એમ્બ્યુલન્સ વગેરેના કામોમાં આગેવાની ભરેલો ભાગ લો. પરોપકાર વૃત્તિથી જે આનંદ મલે છે એનો ખ્યાલ કાર્ય કર્યાથીજ આવે છે માટે તે વૃત્તિને ખીલવો.

**નિગ્રહ**—કોમળતા ઓછી કરો. દાનદયા ઘરમાંથીજ શરૂ કરો પહેલાં બાળક અને સ્ત્રી અને માબાપના ભરણ પોષણ માટે કાળજી કરી દયાદાન વિચાર પૂર્વક અને કરકસરથી કરો.

## ૨૩ કળાકૌશલ્ય (Constructiveness)

શોધક બુદ્ધિ, ચતુરાઇ, યાંત્રિક શક્તિ, હસ્ત કૌશલ્ય, દરેક ધંધામાં નજર દોડાવવાની શક્તિ સંયોજક શક્તિ **અતિયોગ**—આખો વખત નવુ શોધી કહાડવામાંજ રોકાય છે અને તેથી વ્યવહારૂ કામ ઓછુ થાય તથા પોતે કરેલી શોધનો લાભ લેઈ ન શકાય.**ન્યુન**— ચતુરાઇની અને શોધક બુદ્ધિની ખામી.

**સ્થાન—લોભવૃત્તિની** આગળ એના ત્રણ વિભાગ છે. પાછલો ભાગ દરેક ધંધામાં નજર દોડાવવાની શક્તિ આપે છે અને શારીરીક કે માનસિક કાર્ય ઝડપથી અને હોંશીયારીથી પુરૂ કરવાની શક્તિ આપે છે.

વચલો ભાગ એક કાર્ય સાધવા માટે શું શું ઉપાયો યોજવા તથા ઓજારોનો ઉપયોગ કરવાની ઇચ્છા આપે છે.

આગલો ભાગ યંત્ર કળાનો ઉપયોગ કરવો. નવા યંત્રો શોધવાં અને નમુના અને નકશા તૈયાર કરવાની શક્તિ આપે છે.

**૭ પ્રપૂર્ણ**—ઉત્તમ પ્રકારના યાંત્રિક કળાવાળા કારીગર છો. વગર શીખવે પણ તમે હથિયાર અને ઓજારોનો ઉપયોગ કરી શકો છો. યંત્રકળા અને ઇજનેરી ધંધામાટે તમારી લાયકાત કુદરતી અને પહેલા નંબરની છે. સંયોજક શક્તિ ચતુરાઈ અને શોધક બુદ્ધિ ઘણીજ સારી છે.

**૬ પૂર્ણ**—તમારી શક્તિ અને મનનુ વલણુ યાંત્રિક ધંધાઓ માટે વધારે છે બાંધકામ કરવામાં અને યંત્ર વાપરવામાં તમને ઘણો આનંદ થાય છે. ઇજનેર તરીકે સારૂ નામ કહાડશો. લેખક તરીકે તમે વાકય રચના ઉપર બહુજ ધ્યાન આપોછો. અને તેમાં ઘણીજ સારી યોજના શક્તિ વાપરો છો.

**૪ સાધારણ**—યંત્ર કળામાં નવું શોધવાની વૃત્તિ ઓછી. ફક્ત સાધારણુ પ્રમાણુમાંજ કળાકોશલ્ય તરફ તમારો પ્યાર છે.

**૨ ન્યુન**—શોધક બુદ્ધિ અને સંયોજક શક્તિ ઓછી છે. યંત્રકળામાં બીલકુલ ફાવો નહિ.

**ખીલવણી**—હમેશાં તમારા કામ માટે તમેજ યોજના અને નકશા બનાવો જે જે કામો આપણે કરીએ તેમાં યંત્રકળાની જરૂર છે તે યાદ રાખી તેનો અભ્યાસ વધારો. હથિયારોનો ઉપયોગ કરતાં શીખો તથા ઉત્તમ પ્રકારનું લંખાણુ કરતાં શીખો.

**નિગ્રહ**—જરૂર નથી. પણુ કદાચ આ વૃત્તિ ઘણીજ ખીલી હોય તો તેને હમેશાં વ્યવહારૂરૂપ આપવા પ્રયત્ન કરવો જોઇએ.

# ૨૪ સૌંદર્ય પ્રીતિ ( કલ્પના શક્તિ )
## IDEALITY

સંસ્કારીપણું, પવિત્રતા, પૂર્ણતા અને સાંદર્યતાનો ખ્યાલ, રમ્ય કલ્પનાશક્તિ, માધુર્ય, કવિતા, સાહિત્ય ભાષણ કરવાનો અને કળાનો શોખ **અતિયોગ**—નિત્યના જીવન તરફ અરૂચિ, ચુંધિખોર સ્વભાવ **ન્યુનતા,**—ગ્રામ્યતા, જડતા, સભ્યતા અને ઉત્તમ રીતભાતની ખામી **સ્થાન**—' મહાશયત્વ, ' અને હાસ્યવૃત્તિની વચ્ચે. એના ત્રણ વિભાગ છે. પાછલો ભાગ અતિશયોક્તિ કરવાની અને એક વિષયનું પૂર્ણપણે વર્ણન કરવાની શક્તિ આપે છે

વચલો ભાગ કવિત્વશક્તિ, સભ્યતા, માધુર્ય, રમ્ય કલ્પના શક્તિ અને સૌન્દર્યનો શોખ આપે છે.

આગલો ભાગ કાર્યમાં ચારિત્ર્યમાં અને સાહિત્યમાં ઉત્તમમાં ઉત્તમ થવાની વૃત્તિ આપે છે.

૭ **પ્રપૂર્ણ**—તમારી કલ્પના શક્તિ ઘણીજ ભારે છે તમે તમારી કાલ્પનિક દુનિયામાં રહો છો ઉત્તમ વસ્ત્ર શણગાર તથા સ્વચ્છતા સુઘડતા તરફ બહુજ લક્ષ આપો છો. તમારી ચારિત્ર્યની, તથા રીતભાતની દૃષ્ટિમર્યાદા ઘણીજ ઉંચી છે.

૬ **પૂર્ણ**—કલ્પનાવાળા સુઘડ અને સૌન્દર્ય પ્રેમી છો. તમે રીતભાતમાં બહુજ સૌજન્ય અને વિનયવાલા છો. કવિતનો ઘણો શોખ છે. સુઘડતા સ્વચ્છતા અને સફાઈ ઉપર ખાસ ધ્યાન આપો છો.

૪ **સાધારણ**—સાદાઈ અને ઉપયોગીપણા ઉપર વધુ ધ્યાન આપોછો. દરેક ચીજની કલ્પના અને સુંદરતા કરતાં તેને વ્યવહારમાં ઉપયોગ કેમ થાય તે ઉપર ખાસ લક્ષ રાખો છો.

૨ ન્યુન—ઘણાજ વ્યવહારૂ બુદ્ધિવાળા છો. સભ્યતા રીતભાત અને સુઘડતાઈની ખામી. **ખીલવણી**—તમારી કલ્પના શક્તિનો વારે ઘડીયે ઉપયોગ કરો. કવિતા ચિત્રો અને ભાષણ કરવાનો અભ્યાસ કરો. સારા અને ઉત્તમ રસિક ભાષાવાળા પુસ્તકો વાંચો સૌન્દર્યપ્રીતિ ખીલવો.

**નિગ્રહ**—દુનિયાની વ્યવહારૂ બાબતો ઉપર ધ્યાન આપો બોલવામાં અતિશયોક્તિ કરો નહિ.

## ૨૫ મહાશયત્વ (*Sublimity*)

કુદરતની ગહનતા, અનહદપણું અને મોટાઇ તથા ગંભીરતા અને ભયંકરતાનો ખ્યાલ આપે છે. **અતિયોગ**—અતિશયોક્તિ કરવી. ન્યુનતા—કુદરતની મહાન્ રચનાઓ (આકાશ, પહાડ તથા વનની શોભા ) વગેરે તરફ જોઇ આનંદ મેળવવાની ખામી **સ્થાન**–સાવધતા અને સૌન્દર્ય પ્રીતિ વચ્ચે એના બે વિભાગ છે. પાછલો ભાગ ભયંકરતા, અતિશયોક્તિનો ખ્યાલ આપે છે.

આગલો ભાગ કુદરતમાં તથા કળામાં જે કાંઈ અગાધ અને મહાન હોય તે તથા પર્વત ખડક અને સમુદ્ર વગેરેની શોભા અને મહત્વતા જાણવાનો અને જોવાનો ખ્યાલ આપે છે.

૭ **પ્રપૂર્ણ**—કુદરતની અગાધ અને અપરિમિત શક્તિઓ અને કરામતોનો વિચાર કરતાં તમને ઘણી ઉત્તમોત્તમ લાગણીઓ થઈ આવે છે. કઇ અવનવું અને ' રોમેન્ટીક હોય તેના તમે ભારે વખાણ કરો છો. લખવામાં તથા બોલવામાં મોટાં મોટા વાક્યો તથા ભારે અને અઘરા શબ્દો વધારે વાપરો છો.

૬ પૂર્ણ—પર્વતની શોભા નદી અને કુદરતની લીલા તથા આકાશના-ગ્રહો જોવાનું અને વખાણવાનું પસંદ કરો છો, આમાં ભક્તિભાવ સાથે સાથે ખીલેલો હોય તો આ અખિલ વિશ્વમાં પરમાત્માની અનંત અપાર અને અગમ્ય શક્તિઓનો વિચાર કરી જોઈ શકો છો, ભાષા તથા લખવાની શૈલી ભારે અલંકારવાળી તથા મોટા શબ્દોવાળી છે.

૪ સાધારણ—કુદરતની લીલાનું વખાણ કરવાની શક્તિ સારી કુદરતી શોભાવાળા સ્થળોમાં સારી રીતે ખીલે છે, પણ સાધારણ સંજોગોમાં તેનો બહુ ઉપયોગ થતો નથી.

૨ ન્યુન—કુદરતની શોભા અને લીલા અને કરામતની કીંમત સમજી શકતા નથી. એવી ચીજોમાં બીલકુલ રસ પડતો નથી.

ખીલવણી—પહાડ અને ધોધ વગેરે નિહાળો, કુદરતના ચમત્કારો અસરકારક ભાષામાં વર્ણન કર્યું હોય એવા ગ્રંથકર્તાઓના પુસ્તક વાંચો.

નિગ્રહ—મોટા મોટા ભારે શબ્દો અને વાકયો ન વાપરો. સાદી અને સરલ ભાષા વાપરો. તમારી લાગણીઓને બુદ્ધિવડે દોરવો વધારે વ્યવહારૂ બનો.

## ૨૬ અનુકરણ શક્તિ. (*Imitation*)

બીજાનું જોઇને તે કરે તે પ્રમાણે કરવું. નકલ કરવી, ચાળા પાડવા, નમુના પ્રમાણે કામ કરવું. જુદી જુદી સ્થિતિ અને સંજોગ અને દેશકાળને અનુકુળ થવું. વેશ ભજવવા. અતિયોગ-બીજાના હંમેશ ચાળા પાડવા. ન્યુનતા—બીજાને અનુસરવાની ખામી

**સ્થાન**—સૌંદર્ય પ્રીતિ અને પરોપકાર વૃત્તિની વચ્ચે એના ત્રણ વિભાગ છે. નીચલો ભાંગ બીજા જેમ કરે તે પ્રમાણે કરવું, નકલ કરવી, એક નમુના પ્રમાણે કામ કરવાની શક્તિ આપે છે.

વચલો ભાગ લાગણીઓ અને જુસ્સાઓને કાર્ય અને ચાળાથી બનાવવાની શક્તિ એટલે નાટક કરવાની શક્તિ આપે છે.

ઉપલો ભાગ બીજાઓના રીતભાત અને રસ્તાને અનુસરવાની તથા પોતાની જાતને તેમને અનુકુળ થઈ જવાની શકિત આપે છે.

**૭ પ્રપૂર્ણ**—પહેલા પ્રકારના ચાળા પાડનાર થઈ શકો એમ છો ગમે તેની નકલ કરી શકો તથા નમુના પ્રમાણે કામ કરી શકો એમ છો. બીજાઓના હાવભાવ શબ્દો વગેરેની નકલ સાદ્યંત ભજવી શકો એમ છો. બોલવામાં તમે ઘણાજ હાવભાવ તથા નીશાનીઓ કરોછો. અને જ્યારે ઉશ્કેરાઓ ત્યારે તમારા ચહેરામાં લાગણીઓ બરાબર તાદસ્ય થાય છે.

**૬ પૂર્ણ**—નમુના પ્રમાણે કામ કરવાની તથા નકલ કરવાની ભારે શક્તિ છે અને કોઈપણ માણસના ચારિત્રનો બરાબર ભાગ ભજવી શકો એમ છો, ગમે તેવા સંજોગો તથા દેશ કાળને તથા તથા બીજા પુરૂષોને તરત અનુકુળ થઈ શકો છો.

**૪ સાધારણ**—નકલ કરવાની અથવા ચાળા પાડવાની શક્તિ સાધારણ છે તમો નમુનાપ્રમાણે ધારો તો કાર્ય કરી શકો એમ છો.

**ન્યુન**—તમે તમારા પોતાના રસ્તા પ્રમાણેજ કામ કરો છો. અને રાજી ખુશીથી ભાગ્યેજ બીજાની નકલ અથવા બીજા ચાલે તેમ ચાલવાનુ પસંદ કરો છો. કોઇના નમુના પ્રમાણે કામ કરી શકવાની શક્તિની ખામી.



૧૬. સ્વ-
માન પૂર્ણ
જુઓ
પૃષ્ટ ૬૫



નં ૧૭ દ્દઢતા. પ્રપૂર્ણ તથા ૨૧ આત્મનિષ્ઠા ન્યુન.







૧૮ ભક્તિભાવના ૨૧ પૂર્ણ આત્મનિષ્ઠા
અને દ્દઢતા ન્યુન જુઓ
ખામી જુઓ પૃષ્ટ ૬૯ પૃષ્ટ ૬૬ તથા ૭૨

નં ૨૨, પરોપકાર વૃતિની
ખામી જુઓ. પૃષ્ટ ૭૪

**ખીલવણી—** ઉત્તમ વક્તા અને લેખકની ભાષા અને શૈલી પ્રમાણે બોલવા અને લખવાનો પ્રયત્ન કરો આ અગત્યની શક્તિને ખીલવવા માટે આવી રીતે તમે ઘણું કરી શકો એમ છો.

**નિગ્રહ—**બને ત્યાં સુધી નકલ કરવાથી દૂર રહો તમારૂં પ્રથકત્વ જાળવી રાખવા પ્રયત્ન કરો. તમારા મુળ સ્વરૂપને ભૂલી ન જાઓ.

## ૨૭ હાસ્યવૃત્તિ (*MirthfUlness*)

મશ્કરી, આનંદીપણું, મઝા, કટાક્ષ, અયોગ્ય અસભ્ય તથા અંધ વગરની દલીલો સમજવાની તથા તેને મશ્કરીથી તોડવાની તથા ખુલ્લી કરવાની શકિત. **અતિયોગ**–કવખતની મજાક. **ન્યુનતા** બેહદ ગંભીરતા. તથા આનંદીપણાની ખામી.

**સ્થાન**—કપાળના ખુણાઓ ઉપર તર્ક શક્તિની પાછળ અને સૌંદર્ય પ્રીત્તિની આગળ. એના બે વિભાગ છે. (૧) ઉપલો ભાગ આનંદીપણું ગમત અને આનંદ કરવાની શકિત આપે છે. (૨) નીચલો ભાગ બીજાને બનાવી કહાડવાની, વિચાર અને કામોમાંથી અસંબંધપણું કે અયોગ્યતા જોઇ લેવાની તથા તે બતાવી શકવાની શકિત આપે છે.

૭ પ્રપૂર્ણ—હસમુખા, બીજાને હસાવનાર સહનશીલ અને આનંદી સ્વભાવના મશ્કરી લાયકની બાબત તરત પકડી શકો છો.

૬ પૂર્ણ—મજાક હાસ્યવિનોદ અને ગમતના ઘણાજ શોખીન છો. મશ્કરી કરી શકો અને ખમી પણ શકો છો. સંબંધ વગરની તથા અયોગ્ય દલીલો સારી રીતે કટાક્ષમાં ખુલ્લી કરી

-શકો છો. હાજર જવાબી અને મજાક મશ્કરી કરવાની શકિત ઘણીજ સારી છે.

**૪ સાધારણ**—જાતે ગંભીર અને મજાક ન કરો એવા છો પણ સાધારણ મજાક હાસ્યવિનોદ વગેરેની કીંમત સમજી શકો છો. બહુ મોટેથી હસવાનું પસંદ કરતા નથી.

**૨ ન્યુન**—હાસ્યવિનોદ જોઈ શકતા નથી. ભાગ્યેજ હસો છો, અથવા હસાવાનું પસંદ કરો છો. કદી મશ્કરી કરતા નથી ઘણાજ ગંભીર છો.

**ખીલવણી**—હાસ્યવિનોદમાં ભાગ લો. આનંદી અને મશ્કરીખોર માણસોના સહવાસમાં આવો અને મજાકમશ્કરીનાં પુસ્તકો અને ચોપાનીયાં વાંચો **નિગ્રહ**—બધી ગંભીર અને પવિત્ર ચીજોની મશ્કરી કરો નહિ

## ૨૮ અવલોકન શકિત ( *Individuality* )



નં ૨૮ અવલોકન શક્તિ, ૩૦ પ્રમાણ શક્તિ, ૩૧ ગુરૂત્વ શક્તિ, ૩૩ વ્યવસ્થા પૂર્ણ. તથા તર્કશક્તિ સાધારણ

નં ૨૪ સૌન્દર્યપ્રીતિ(જુઓ પૃષ્ટ ૭૭) તથા ૪૦ તર્ક, ૪૧ તુલન શક્તિ પૂર્ણ. અવલોકન શક્તિ સાધારણ

અવલોકન કરવાની શક્તિ. જોવાની, તપાસવાની ઇચ્છા. વિચારનું તથા કુદરતની બનાવટોનું અવલોકન કરી તેની ઉપયોગીતા અનેતેનુ પ્રથકત્વ ખોળી કહાડવાની શક્તિ. બારીક નીરીક્ષણ શક્તિ.

**અતિયોગ**—પડપૂછ કરનારો તથા દરેક બાબતમાં માથું મારનારો સ્વભાવ. **ન્યુનતા**-અવલોકનની ખામી

**સ્થાન**—નાકના મૂળ ઉપર એના બે વિભાગ છે. (૧) નીચલો ભાગ ફકત દશ્ય પદાર્થોને જોવાની અને તેમના સાધારણ રીતે વર્ગ પાડવાની ઇચ્છા આપે છે.

(૨) ઉપલો ભાગ ચોક્કસ રીતે નીરીક્ષણ કરવાની તથા વિચારોનું પ્રથકત્વ ખોળી કાઢી વર્ગ પાડવાની શક્તિ આપે છે.

૭ **પ્રપૂર્ણ**—દરેક ચીજ સંબંધી જેટલું બને તેટલું સઘળું જાણી લેવાની તૃપ્તિ ન થાય એવી ઇચ્છા છે અવલોકન કરવાની શક્તિ બેહદ છે. દરેક ચીજ ઘણી બારીકાઇથી અને ચોકસાઇથી જોઇ શકો છો.

૬ પૂર્ણ—જોવાની જાણવાની, અનુભવવાની તથા તપાસ કરવાની અને સત્ય બીનાઓ એકઠી કરવાની ભારે ઇચ્છા રહેલી છે. મનુષ્ય તથા વસ્તુઓનું તમે બારીક નીરીક્ષણ કરો છો. તમારી આજુબાજુ જે કાંઇ બને તે તમારી જાણ બહાર રહેતું નથી અને તે દરેકની બારીકાઇથી મનમાં નોંધ રાખો છો.

૪ **સાધારણ**—જે પદાર્થો ખાસ બહાર પડતા હોય તે ઉપરજ અવલોકન કરો છો. બારીકાઇ કરતાં સાધારણ રીતે અવલોકન

કરવાનું પસંદ કરો છો. તમારી પૂર્ણ શક્તિઓના વિષયોનું તમે બારીકાઈથી અવલોકન કરી શકો છો.

૨ ન્યુન—અવલોકન કરવામાં તથા જોવામાં ધીમા (મંદ) છો. બહારની દુનિયાનું ઘણુંજ થોડું જોઈ શકો છો.

**ખીલવણી**—તમારી દૃષ્ટિ મર્યાદામાં જે જે આવે તે સઘળું બરોબર ધ્યાનથીતપાસો. તમે જે જુઓ તેનું ચોકકસ અને ઝીણવટથી નીરીક્ષણ કરી વર્ગ પાડો. **નિગ્રહ**—વગર કામના ફકત કૌતુક શોધનાર ન થવાય તેની સાવચેતી રાખવી.

## ૨૯ આકૃતિજ્ઞાન (*Form*)

આકાર અને રૂપરેખાનું અવલોકન મનુષ્યના ચહેરાઓની તથા તેના મળતાપણાની યાદ શકિત. **ન્યુનતા**—આકાર અને પ્રમાણ તથા મુખાકૃતિ અને ચહેરા વગેરે યાદ રાખવાની ખામી.

**સ્થાન**—જયારે આ શકિત સારી રીતે ખીલી હોય છે ત્યારે એ આંખની વચ્ચેનો ભાગ પહોળો થાય છે.

૭ **પ્રપૂર્ણ**—આકાર, ચહેરા અને રૂપરેખાનું નીરીક્ષણ કરવાની તથા યાદ રાખવાની બેહદ શકિત છે. ઘણા વરસ પહેલાં જોયલા માણસને પણ યાદ રાખી ઓળખી કાઢી શકો છો.

૬ પૂર્ણ—મનુષ્યના ચહેરા અને વસ્તુઓના આકાર અને દેખાવનું સારી રીતે નીરીક્ષણ કરી શકો છો, તથા એક વખત જોયેલા મનુષ્ય કે વસ્તુઓના ચહેરા તથા દેખાવને લાંબી મુદત સુધી યાદ રાખી શકો છો. વાંચવામાં તથા જોડણી કરવામાં તમે હોશીયાર છો.

૪ **સાધારણ**—આકાર અને ચહેરાની યાદ શકિત સાધારણ છે. પણ આનો સારી રીતે ઉપયોગ કરો તો ઘણો વધારો કરી શકો.

૨ ન્યુનતા—મનુષ્યના ચહેરા તથા દેખાવની યાદશકિત ઘણી થોડી છે. નીકટના પરિચયમાં આવેલા મનુષ્યોને પણ ફરી મળતાં ઓળખી શકતા નથી.

ખીલવણી—વસ્તુઓના આકારનું બારીકાઈથી નીરીક્ષણ કરો. વનસ્પતિ શાસ્ત્ર; મસ્તક શાસ્ત્ર વગેરે વિદ્યાઓ જેમાં આકારનું બારીક નીરીક્ષણ કરવું પડે છે તેવી વિદ્યાઓનો અભ્યાસ કરો.

નિગ્રહ—જરૂર નથી.

## ૩૦ પ્રમાણ શકિત (Size)

પ્રમાણ તથા માપનું અને કદનું જ્ઞાન. નજર નાખી માપ કરવું. લંબાઈ પહોળાઇ છેટું વગેરે ફકત આંખ વડે જોઇને કહેવાની શક્તિ

ન્યુનતા—પ્રમાણ અને કદની તુલના કરવાની ખામી.

સ્થાન-આકૃતિ જ્ઞાનની બાજુમાં, ભમરના ખૂણા ઉપર.

૭ પ્રપૂર્ણ—ઇજનેર ખાતાને લાયકની તમારી આંખ કુશળતા ભરેલી છે. પ્રમાણ અને કદ નો નિર્ણય કરવાની તમારામાં અદ્દભૂત શકિત છે. ફકત નજર નાંખી જયાં કદ અને પ્રમાણ તથા તેની કિંમતનો નિર્ણય કરવાનો હોય એવા ધંધાઓમાં તમો નામ કાઢી શકો એમ છે.

૬ પૂર્ણ—પ્રમાણ, કદ, ખુણા, વગેરેનો ચોકકસ નિર્ણય કરવાની તમારામાં ઉત્તમ શકિત છે.

૪ સાધારણ—કદ અને માપની શકિત સાધારણ છે. ચોકસાઈથી કામ કરવા માટે તમારે આંકણી કમ્પાસ વગેરે રાખવાની જરૂર પડે છે.

**૨ ન્યુન**—માપ અને કદની શક્તિ ઓછી છે. માપ કર્યાં સીવાય સાધારણ બાબતમાં પણ માપ અને પ્રમાણ ચોકકસ કહી શકો નહિ.

**ખીલવણી**—દરેક ચીજના કદનું ચોકકસ નીરીક્ષણ કરો તથા આ શક્તિનો વારેઘડીએ ઉપયોગ કરો. **નિગ્રહ**—માપ અને કદમાં સહેજ થોડો ફેર આવે તેથી સંતાપ પામવું નહિ.

## ૩૧ ગુરૂત્વ શક્તિ. (*Weight*)

ગુરૂત્વાકર્ષણના નિયમોનું અવલોકન, ચાલવાની, ઘોડા ઉપર બેસવાની બંદુક મારવાની, અને શરીરને સમતોલ રાખવાની શક્તિ. **ન્યુનતા**-સમતોલ રાખવાની અશક્તિ.

**સ્થાન**—કદની બાજુમાં. આથી ભમર ભરાવદાર બને છે.

**૭ પ્રપૂર્ણ**—સ્નાયુઓ ઉપર સારો કાબુ છે. અને તેથી ઘોડા ઉપર કે સાયકલ ઉપર સ્વારી કરી શકે. બંદુક મારી શકો તથા સરકસના અદ્‌ભૂત પ્રયોગો કરી શકો. એમ છો. ગુરૂત્વાકર્ષણના નિયમો ઘણી ઝડપથી સમજી શકો છો.

૬ પૂર્ણ—ગુરત્વાકર્ષણના નિયમેનો પ્રસંગ પરત્વે સ્વભાવિક રીતે ઉપયોગ કરી શકો છો. તમારા શરીરને સારી રીતે સમતોલ રાખી શકો છો.

**૪ સાધારણ**—સારૂ નીશાન તાકવામા કે ઘોડેસ્વાર થવામાં તમે, બહુ મહેનતે હોશીયાર થઈ શકો એમ છે.

**૨ ન્યુન**—તમે ઘણે ઉચે ચઢી શકો નહિ, તમે શરીરને સમતોલ રાખી શકતા નથી.

**ખીલવણી**—કસરતની ટેવ પાડો. શરીરને સમતોલ કરો. ઘોડેસ્વારી કરવાનું તથા ઝાડપર ચડવાની ટેવ પાડો.

**નિગ્રહ**—બુદ્ધિપૂર્વક કામ કરો. તમે આવુ આવુ કરી શકો છો એમ બતાવવા માટે વગર વિચારે જોખમ ભરેલું કામ કરો નહિ.

## ૩૨ રંગ જ્ઞાન. (*Colour*)

રંગોનું નીરીક્ષણ, તથા યાદ શકિત. રંગોને મેળવવા તથા વર્ગ પાડવામાં આનંદ પામવો. વસ્તુઓને તેમના રંગવડે જાણવી તથા યાદ રાખવી. **ન્યુનતા**—રંગ પારખવાની અશકિત. **સ્થાન**-ગુરૂત્વ શક્તિની બાજુમાં, ભમરની કમાનની ઉપર.

**પ્રપૂર્ણ**—રંગની મેળવણી તથા કયા કયા રંગો એક બીજા સાથે હળશે તેનું ઉત્તમ કુદરતી જ્ઞાન તમારામાં છે.

**૬ પૂર્ણ**—ઉપર મુજબ તમે ઉત્તમ ચિતારા થઇ શકો એમ છે.

**સાધારણ**—રંગોની મીલાવટ તથા ઓળખવાની બુદ્ધિ સાધારણ છે અને તેમાં ઉત્તમતા પ્રાપ્ત કરવા માટે એ સંબંધની ખાસ ખીલવણીની જરૂર છે.

**૨ ન્યુન**—મૂળરંગોજ ઓળખી શકો.

**ખીલવણી**—રંગનું સાધારણ અવલોકન કરી પછીથી જુદા જુદા મીશ્રણથી થતા રંગોનું બારીક નીરીક્ષણ કરવાની ટેવ પાડો. **નિગ્રહ**—ભાગ્યેજ જરૂર પડે છે.

## ૩૩ વ્યવસ્થા (*Order*)

પદ્ધતિ, ગોઠવણી, વ્યવસ્થા, ચોકૂખાઇ. નિયમ પ્રમાણે કાર્ય કરવું. **અતિયોગ**—અવ્યવસ્થાથી ખીજવાટ અને સંતાપ થાય,

નિયમ અને પદ્ધતિના ગુલામ બને ન્યુનતા—વ્યવસ્થા અને નિયમ વગરના કાર્યો. **સ્થાન**—રંગ જ્ઞાનની બાજુમાં એના બે વિભાગ છે.

(૧) રંગ જ્ઞાનની બાજુનો ભાગ વ્યવસ્થા, અને પદ્ધતિ તથા ગોઠવણીનુ જ્ઞાન આપે છે.

(૨) બહારનો ભાગ ચોકસાઇ નિયમ પ્રમાણે કામ કરવાનું તથા મોટાં કામો માટે નિયમના પ્રબંધ રચવાની શકિત આપે છે.

**૭ પ્રપૂર્ણ**—ઘણાજ ચોખ્ખા, પદ્ધતિસરના અને નિયમિત છો. અવ્યવસ્થાથી તમને અતિશય સંતાપ. તથા દુઃખ પેદા થાય છે.

**૬ પૂર્ણ**—અવ્યવસ્થા જોઈ શકો નહિ દરેક વસ્તુ માટે જગ્યા નકકી કરો છો. તમે પદ્ધતિસર તથા વ્યવસ્થા પૂર્વક રહેવાનું પસંદ કરો છો તમે નિયમ અને હુકમને ચીવટાઇથી વળગી રહેવાનું ઇચ્છો છો.

**૪ સાધારણ**—વ્યવસ્થા અને નિયમને પસંદ કરો છો પણ તેને જાળવી રાખવા માટે જે સંભાળ જોઇએ તે સાધારણ છે એટલે તે સંબંધી બેદરકાર રહેવાનો સંભવ છે.

**૨ ન્યુન**—ઢંગધડા વગરનું અને નિયમ કે પદ્ધતિ વગરનું કામ કરો છો. વ્યવસ્થાની શક્તિ ખીલવો.

**ખીલવણી**—ધંધામાં પદ્ધતિનો ઉપયોગ કરો. રીતભાત તથા કામ કરવામાં ચોકસ અને નિયમિત થાઓ. અને દરેક કામમાં ચોખ્ખાઇ ઉપર ખુબ ધ્યાન આપો.

**નિગ્રહ**—ચોખ્ખાઇ અને પદ્ધતિ ઉપર બહુજ ધ્યાન આપો નહિ. તમારા શરીરના સુખને માટે આરામ પણ લો.

# ૩૪ ગણિત શકિત. (Calculation)

હિસાબ ગણવામાં ઝડપ, મોઢેથી ગણવાની શક્તિ. ગણિતની દરેક શાખાઓમાં પ્રવીણતા પ્રાપ્ત કરવાની ઝડપ. અડસટા કરવા. ન્યુનતા—અંક જ્ઞાન અને ગણિત સમજવાની અશક્તિ. સ્થાન વ્યવસ્થાની બાજુએ ભ્રમરને બહારને છેડે. એના બે વિભાગ છે.

(૧) વ્યવસ્થાની નજીકનો ભાગ આંકડાઓ તથા તેના ગુણાકાર ભાગાકાર વગેરેમાં ઝડપથી કામ કરવાની શક્તિ આપે છે.

(૨) બહારનો ભાગ અડસટા કરવાનું, વસ્તુઓની જાત અને કીંમત સમજવાની શક્તિ, વ્યાપારી કુનેહ, અને નફા ટોટાનો હિસાબ સમજવાની શક્તિ આપે છે.

૭ પ્રપૂર્ણ—ગણિત શક્તિ ઘણાજ મોટા પ્રમાણમાં છે. હિસાબી કામમાં ઘણીજ મઝા પડે છે.

૬ પૂર્ણ—ગણિત અને આંકડાઓની ગણત્રી ઘણીજ ઝડપથી અને ચોકસાઇથી કરી શકો છો. માનસિક ગણિતમાં ઘણીજ પ્રવીણ છો. ઉત્તમ અને ઝડપી હિસાબ રાખનાર તથા અડસટા કરી શકો છો. અને વ્યાપારનો નફો નુકશાન બહુજ ઝડપથી સમજી શકો એમ છો. અવલોકન તથા તર્ક અને તુલના શકિત પૂર્ણ ખીલી હોય તો તમો કુશળ અર્થશાસ્ત્રી થઇ શકો.

૪ સાધારણ—ગણિત શીખી શકો તથા વધારે અનુભવથી સારી રીતે તેમા પ્રવીણતા મળવી શકો પણ માનસિક ગણિતની કુદરતી બક્ષીસ તમને જણાતી નથી.

૨ ન્યુન—ગણવામાં ધીમા તથા ઘણી ભૂલો કરો છો. ગણિત શકિતની બુદ્ધિ ઘણીજ થોડી છે.

**ખીલવણી**—જે જે જુઓ તેની ગણત્રી કરો. માનસિક રીતે બને ત્યાં સુધી હિસાબ ગણવા પ્રયત્ન કરો. અડસટ્ટા તૈયાર કરવાનો અનુભવ કરો.

## ૩૫ સ્થળ જ્ઞાન (*Locality*)

**સ્થળ** અથવા ઠેકાણું યાદ રાખવાની શકિત, મુસાફરીનો શોખ, ભુગોળ પ્રીતિ, વિવિધ સ્થળો જોવાનો શોખ. નવા શહેરમાં રસ્તો ખોળી કાઢવાની શકિત. **અતિયોગ**—વગર કામે દરેક જગ્યાએ ભટકવાની ઇચ્છા. **ન્યુનતા**—રસ્તો ભૂલી જવાનો સંભવ.

**સ્થાન**—ગુરૂત્વશકિત અને તર્કશકિતની વચ્ચે એના બે વિભાગ છે. (૧) નીચલો ભાગ મુસાફરીની ઇચ્છા તથા દુરના પ્રદેશોમાં શોધખોળ કરવાની ઇચ્છા આપે છે.

(૨) ઉપલો ભાગ જોયલી જગ્યાઓની યાદદાસ્ત તથા અમુક વસ્તુઓ કયાં કયાં રહેલી છે તેની યાદદાસ્ત આપે છે.

૭ પ્રપૂર્ણ—સ્થળ, જગ્યાઓ, અને વસ્તુની સ્થિતિ વગેરેની ઘણી ઉત્તમ યાદ શક્તિ છે. કુદરતી દેખાવ જોવાની તથા મુસાફરી કરવાનો ભારી શોખ છે. તમે ભાગ્યેજ રસ્તો ભૂલો છો. દૂરના મુલકોમાં શોધખોળ કરવાનું પસંદ કરો છો. તમારી રીતભાતમાં તમે અસ્થિર છો.

૬ પૂર્ણ—મુસાફરીનો ઘણોજ શોખ છે. અને જે જે વસ્તુઓ તથા જગ્યાઓ જોઇ હોય તેનો દેખાવ આબેહુબ યાદ

રાખી શકો છો. ભૂગોળ અને ખગોળ વિદ્યા તમે સારી રીતે શીખી શકો.

**૪ સાધારણ**—સ્થળ જ્ઞાન સાધારણ છે. જોયેલી જગ્યાઓની યાદ શક્તિ લાંબી મુદત સુધી રહે નહિ.

**૨ ન્યુન**—ભૂગોળ અથવા નજીકના સ્થળોનું ઘણુંજ થોડું જ્ઞાન છે મોટા શહેરમાં રસ્તો ભૂલી જઈ શકો.

**ખીલવણી**—જગ્યાઓની અને વસ્તુઓનો દેખાવ તથા સ્થિતિ અને સ્થળને મગજમાં ચોક્કસ યાદ રાખો. મુસાફરી કરો. અગત્યના અને રસ ભરેલા સ્થળની મુલાકાત લેઇ તે સંબંધી બધું યાદ રાખો. ભૂગોળનો અભ્યાસ કરો. **નિગ્રહ**—એક જગ્યાએ ઘર કરી રહો. મુસાફરી કરવાને અતૃપ્ત ઇચ્છાને કાબુમાં રાખો.

## ૩૬ સ્મરણ શકિત. (*Eventualty*)



પૂર્ણ સ્મરણ શક્તિ તથા તુલના શક્તિ (જુઓ પાન ૯૮). ટીપકાંવાળી અંદરની લીટીઓ એ બે શક્તિઓ ન્યુનતા બતાવે છે.

આગલા તથા ચાલુ બનાવ અથવા સંયોગો યાદ રાખવાની શકિત, વાંચેલા સાંભળેલાં કે કરેલા કાર્યોની અને બનાવોની યાદ શકિત. ઇતિહાસનો શોખ.

**ન્યુનતા**—બનાવો યાદ રાખવાની અશકિત. **સ્થાન**—અવલોકન શકિત અને તુલના શકિતની વચ્ચે એના બે વિભાગ છે. (૧) નીચલો ભાગ સાધારણ બનાવો, વર્તમાન ખબર અને બનાવોના ચિતાર, અને કાર્યો અને સંયોગો ધ્યાનમાં રાખવાની શકિત આપે છે. (૨) ઉપલો ભાગ વસ્તુઓની સંકલનાથી સંકલિત કરેલી ( associated ) યાદશકિત આપે છે. ચાલુ પ્રસંગને બંધબેસ્તા બનાવો અને ચિતારને યાદ કરવાની શકિત આપે છે.

**૭ પ્રપૂર્ણ**—સર્વ સાધારણ જ્ઞાન તથા બનાવ અને સંયોગોની અદ્‌ભુત યાદશકિત છે. જ્ઞાનસંપાદન કરવાનીતથા ખબરો મેળવવાની આતુર ઇચ્છા છે પુસ્તકો તથા વર્તમાનપત્રો વાંચ્યા શિવાય ચાલે નહિ. ઝીણામાં ઝીણો બનાવ પણ યાદ રહે.

૬ પૂર્ણ—ઉપર મુજબ. ઇતિહાસિક બનાવોની યાદશકિત ચોકખી અને ઉત્તમ છે. વર્તમાન સંયોગોને અનુસરતી વાતો અને બનાવો ઝડપથી યાદ લાવી શકો.

**૪ સાધારણ**—સાધારણ ચાલુ બનાવોની યાદ શકિત સારી છે. ખીલવણી ન કરો તો પાછલા બનાવોની યાદ શકિત ચોક્કસ અને ચોકખી રહે નહિ.

**૨ ન્યુન**—બનાવોની યાદ શક્તિ ભેળસેળ થયેલી છે. આખા દિવસના કરેલાં કાર્યોની યાદ પણ બારીક અને ચોકકસ રહે નહિ.

**ખીલવણી**—જે જે તમો સાંભળો કે જુઓ તે તમારા મન ઉપર ચોક્કસ ઠસાવવા પ્રયત્ન કરો. આખા દિવસમાં બનેલા બનાવો તથા કરેલાં કાર્યો રાત્રે બરાબર યાદ કરી જાઓ. પૂર્વના પ્રસંગો તથા વાતો કહી સંભળાવો.

## ૩૭ સમય જ્ઞાન (Timc)

કાળ ગણના, સંગીતના તાલનું જ્ઞાન તવારિખની યાદશક્તિ. અમુક બનાવ ક્યારે બન્યો તેનુ જ્ઞાન, વખતની કિંમતનું ભાન. **ન્યુનતા**—તવારીખની યાદ શક્તિની ખામી.

**સ્થાન** હાસ્ય વૃત્તિની નીચે. સ્થળજ્ઞાન અને સંગીત શક્તિની વચ્ચે એના બે વિભાગ છે (૧) અંદરનો ભાગ કાળના વહેવાની, વખતના વિભાગ કરવાની, તવારિખની યાદ શકિત અને ભાન આપે છે (૨) બહારનો ભાગ સંગીતનો તાલ અને માત્રા મેળનું જ્ઞાન તથા ચાલવામાં તથા વગાડવામાં તાલ ન ચુકવાની શક્તિ આપે છે.

૭ **પ્રપૂર્ણ**—કેટલો વખત ગયો તેનું અંતરજ્ઞાન ઉત્તમ રીતે થાય છે. બનાવોની તારીખો ઉત્તમ રીતે યાદ રહે છે. મુલાકાત લેવામાં બરાબર નીમેલે વખતે તમે ચોક્કસ મળો છો તથા નક્કી કરેલે વખતે અચુક જાગી શકો છો ગાયનમાં તાલ ચુકતા નથી.

૬ **પૂર્ણ**—ઉપર મુજબ પણ કંઇ નિયમમાં

૪ **સાધારણ**—તારીખોની યાદ શક્તિ સાધારણ છે. ખીલવણી કરો તો આ શક્તિ તમે વધારી શકો. સંગીતમાં તાલ ન ચુકવા માટે ખાસ શીક્ષણની આવશ્યકતા છે.

૨ **ન્યુન**—બનાવો ક્યારે બન્યા તેની યાદ શક્તિ અચોક્કસ (મંદ) છે.

**ખીલવણી**—તમારી રીતભાતમાં ચોકસ અને નિયમિત થાઓ. દરેકને બરાબર નીમેલે વખતે મલો. અમુક બનાવ ક્યારે બન્યો એ ચોક્કસ યાદ રાખવા પ્રયત્ન કરો.

# ૩૮ સંગીત શક્તિ (Tune)

**સ્વર જ્ઞાન, આલાપ શક્તિ.** બોલવામાં વાંચવામાં તથા ગાવામાં ચઢઉતર સૂર કાઢવાની શક્તિ. અવાજ ઉપરથી માણસને ઓળખી કાઢવાની શક્તિ રાગરાગણી સમજવી. **ન્યુનતા**—અવાજ તથા સૂર ઓળખવાની અશક્તિ. એકસ્વર અને કંટાળો આપે એવો અવાજ.

**સ્થાન**—સમયજ્ઞાન અને સંયોજક શક્તિની વચ્ચે. એના બે વિભાગ છે (૧) ઉપલો ભાગ અવાજમાં અને સંગીતમાં સ્વરમેળ સમજવાની તથા જુદા જુદા અવાજો વાપરવાની શક્તિ આપે છે.

(૨) નીચલો ભગ બોલવામાં, વાંચવામાં, કે ગાવામાં જુદા જુદા સૂર આલાપ સાથે અવાજને ફેરફાર કરવાની શક્તિ આપે છે તથા શબ્દના ઉચ્ચાર પદ્ધતિસર કરાવે છે.

**૭ પ્રપૂર્ણ**-તમારામાં અજાયબ પમાડે એવી સંગીત શક્તિછે. સંગીતને સાંભળવાનુ તથા સમજવાનું ઉત્તમ જ્ઞાન છે સંયોજક શકિત અનુકરણ શકિત અને સમયજ્ઞાન પૂર્ણ હોય તો અને સારા કુમાસ વાળું બંધારણ હોય તો તેમ ઉત્તમ નાટકકાર અને મનરંજન કરનાર થઇ શકો. તમારા ગાયનના ભાવ પ્રમાણે સાંભળનારમાં તે ભાવો તમે તાદૃશ્ય કરી શકો છો.

**૬ પૂર્ણ**—ઉપર મુજબ પણ કંઇક ઓછું.

**૪ સાધારણ**—સંગીતની શકિત સાધારણ સારી છે કેળવણીથી ઘણી વધી શકે એમ છે. સંગીત સમજવાની અને સાંભળવાની શકિત ઘણી સારી છે પણ સારૂં ગાઇ શકવા માટે ઘણો અનુભવ અને મહેનતની જરૂર છે.

૨ ન્યુન—સંગીત માટે બીલકુલ પ્રેમ નથી ગાવા વગાડવાનું મહા મહેનતે શીખી શકશે.

**ખીલવણી**—ગાવા વગાડવાની ટેવ પાડો. સારા ગવૈયાઓને ધ્યાનથી સાંભળો.

**નિગ્રહ**—ગાયન કરતાં બીજી ચીજો ઉપર વધારે ધ્યાન આપો.

## ૩૯ વકતૃત્વ શકિત(Language)

વાકચાતુર્ય, ભાષાજ્ઞાન. લાગણીઓ, જુસ્સાઓ અને વિચારોને શબ્દમાં વર્ણવવાની શકિત. શબ્દની યાદ શકિત. **અતિયોગ**–વધારે પડતા શબ્દો બોલવા **ન્યુનતા**–ભાષા વાપરવામાં ઢચુપચુ થવું.



**સ્થાન**–(on Supra Orbital plate) આંખની પાછળ આવેલા મગજના ભાગ ઉપર આથી આંખ અને નીચલી બાજુએ પોપચાં ભણી બહાર આવે છે અને પોપચાંની નીચેનો ભાગ ભરાવદાર બને છે. એના બે વિભાગ છે (૧) શબ્દ-સ્મર્ણશકિતથી આંખ નાક તરફ ખેંચાય છે. અને તેથી શબ્દની યાદ શકિત ભાષા જ્ઞાન, શબ્દેશબ્દ ફરીથી બોલી જવાની શકિત આવે છે (૨) વકતૃત્વ શકિત આંખોને નાકથી બહારની બાજુ તરફ ખેંચે છે. આથી વાતચીત કરવાની શકિત આવે છે તથા પ્રસંગને અનુકુળ ભાષા વાપરવાની ત્વરાયુક્ત શકિત આવે છે.

**૭ અપૂર્ણ**-શબ્દ ઉપર ઉત્તમોત્તમ કાબુ છે. પ્રસંગને અનુસરીને જોઇતોજ શબ્દ બોલવામાં વાપરો છો. એક બે વખત વાંચેલું કે સાંભળેલું તરત યાદ રાખી શકો છો. જુદી જુદી ભાષાઓ ઘણી સ્હેલાઇથી શીખી શકો છો.

**૬ પૂર્ણ**—વિચારો અને લાગણીઓને મોઢેથી બોલવામાં તેમજ લખવામાં શબ્દો વડે બહુજ ઉત્તમ રીતે દર્શાવી શકો છો. જુદી જુદી ભાષાઓ સ્હેલાઇથી શીખી શકો છો. વાતચીત કરવાની તથા ભાષણ કરવાની શક્તિ સારી છે. શબ્દની યાદશક્તિ બહુજ સારી છે.

**૪ સાધારણ**—વાતચીત કરવાની શક્તિ સાધારણ છે. બોલવા કરતાં ઉત્તમ રીતે લખી શકો છો, જે બોલવું હોય તે થોડા શબ્દોમાં બોલો છો. **૨ ન્યુન**—ભાષાનો છુટથી ઉપયોગ કરી શકતા નથી. બહુજ મુશ્કેલીથી બોલો છો. બહુ થોડું બોલનારા છો.

**ખીલવણી**—દરેક પ્રસંગે બોલો. જે જે તમે કરો તેમાં તમારી લાગણીઓ તથા જુસ્સાઓ દર્શાવો. ભાષાનો અભ્યાસ કરો.

**નિગ્રહ**—થોડું બોલો. મોટા મોટા શબ્દો અને વાકયોને બદલે સાદા શબ્દો અને વાકયો વાપરો.

## ૪૦ તર્કશકિત (*Causality*).

સમજશક્તિ, કાર્યકારણ નિરૂપણશક્તિ, પ્રજ્ઞા, માનસિક પ્રશ્નો ઉપસ્થિત કરી તેમાંથી મનનદ્વારા સિદ્ધાન્તો શોધી કાઢવાની શક્તિ, શોધકશક્તિ, નવા વિચારોને ગ્રહણ કરવાની શક્તિ, વિચાર કરવો,

યુક્તિઓ યોજવી, તત્વજ્ઞાન સમ્બંધી વિચાર કરવા, નવું શોધવું કાર્યોની યોજનાઓ ઘડવી, પ્રમાણસર વાદવિવાદ કરવો, યુક્તિ પ્રયુક્તિથી વીચાર કરવો, દલીલ કરવી વગેરે આ શક્તિનું કાર્ય છે.

**અતિયોગ**-કેવળ તર્ક કલ્પનામય અને અવ્યવહારિક બને એવો સ્વભાવ. **ન્યુનતા**-કલ્પના શક્તિની ખામી.

**સ્થાન**—તુલના શક્તિની બહારની બાજુએ એનાથી કપાળ આગળ પડતું અને પહોળું બને છે. એના બે વિભાગ છે. (૧) બહારનો ભાગ યુક્તિઓ રચવાની, સિદ્ધાંતો સમજવાની, સ્વયમેવ વિચાર કરવાની તથા કારણો શોધી કહાડવાની શક્તિ આપે છે. આ શક્તિ નવી શોધખોળો કરવાની શક્તિને મોટી મદદ આપે છે. (૨) અંદરનો ભાગ દલીલસર વિચાર કરવાની તથા વિષયો સંબંધી યુક્તિ પ્રયુક્તિથી વાદવિવાદ કરવાની શક્તિ આપે છે. કાર્ય અને કારણનો સંબંધ, તથા કોઇપણ બાબતનું કારણ વિચાર પરંપરાથી શોધી કહાડવાની શક્તિ આપે છે.

૭ પૂર્ણ—અગાધ, મજબૂત, સારી સમજ શક્તિવાળું મન મળેલું છે. તમે કુદરતી રીતેજ વિચાર કરનારા અને તત્વ શોધક છો પણ તમો અવ્યવહારૂ વિચાર કરનાર અને કલ્પનામય થશો એવો ભય રહે છે. તમે જો વધારે વ્યવહારૂ બનો અને સાથે સાથે અવલોકન શક્તિનો ઉપયોગ કરો તો તમે તમારી વિચાર શક્તિ યુક્તિ પ્રયુક્તિ અને યોજનાશક્તિ માટે પ્રખ્યાત થશો.

૬ પૂર્ણ—વિચાર કરવાની શક્તિ ઘણીજ ઉત્તમ છે. કાર્યો કરવામાં અડચણોનો ઉપાય અને તેને પાર પાડવાના રસ્તાઓ

ખોળવામાં તમારી બુદ્ધિ બહુજ ઉત્તમ છે. તમે ઉપલક જ્ઞાનથી સંતોષ પામતા નથી દરેક વિષય જે હાથમાં લો તેનો છેડો આવે ત્યાં સુધી તે સંબંધી વિચાર કરી નિર્ણય કરો છો. યુક્તિ પ્રયુક્તિ દલીલો અને કાર્ય કારણ જાણવાની શક્તિ તમારી ઘણીજ સારી છે.

**૪ સાધારણ**—તમારી બીજી વધારે ખીલેલી શક્તિના કાર્ય અનુસાર તમારી વિચાર અને યોજના શક્તિનો આધાર રહે છે એટલે જે શક્તિ વધુ ખીલેલી હોય તેના વિષયમાં તમે તમારી યોજના શક્તિ યુક્તિ પ્રયુક્તિ ઘણી ઉત્તમ રીતે વાપરી શકો છો ગુંચવણ ભરેલા વિષયોમાં તમને રસ પડતો નથી.

**૨ ન્યુન**—યુક્તિ પ્રયુક્તિ, વિચાર શક્તિ, અને કાર્ય કારણ શક્તિ ઘણીજ ઓછી છે. **ખીલવણી**—કારણો અને સિદ્ધાંતોનો તથા તત્વ જ્ઞાનનો અભ્યાસ કરો બહુ વિચાર અને મનન કરો. દરેક ચીજના કારણો શોધવા પ્રયત્ન કરો.

**નિગ્રહ**—અવ્યવહારૂ વિચારો ઓછા કરો. વધારે વ્યવહારૂ બનો બીજી શક્તિઓના કાર્યો તરફ વધારે ધ્યાન આપો.

## ૪૧ તુલના શકિત. ( Comparison )

મનુષ્ય અને ચીજોની વર્તમાન સ્થિતિ અને સંયોગોથી શરૂ કરી તુલના અને વિવેચના કરવી. જાણેલા અથવા સમજાયલા કારણોથી તેના જુદા જુદા પરિણામોનો સાર શોધવો. વર્ગીકરણ કરવાની, દાખલા દૃષ્ટાન્તો આપવાની, વિવેચન કરવાની અને પ્રથક્કરણ કરવાની શકિત આપે છે. **અતિયોગ**—અતિશય ટીકા અને

કટાક્ષમય ભાષા વાપરવાનો અને વિવેચન કરવાનો સ્વભાવ આવે છે. ન્યુનતા—વસ્તુઓ અને મનુષ્યોના ગુણો સમજવાની તથા જ્ઞાનનો ઉપયોગ કરવાની અશકિત. સ્થાન—સ્મર્ણ શકિતની ઉપર અને તર્ક શકિતની અંદરની બાજુએ. એના બે વિભાગ છે (૧) નીચલો ભાગ પ્રથક્કરણ કરવાની તુલના કરવાની, દષ્ટાંતો આપવાની, વર્ગી-કરણ અને પ્રતિપાદન કરવાની શકિત આપે છે. ટુંક સંજ્ઞા કે ચિન્હનો યોગ્ય ઉપયોગ, તથા દષ્ટાંત રૂપી કથાઓનો યોગ્ય ઉપ-યોગ કરવાની શકિત આપે છે (૨) ઉપલો ભાગ ટીકા કરવાની ભૂલ શોધી કહાડવાની અને ઝીણામાં ઝીણો તફાવત જાણવાની શકિત આપે છે. માનસશાસ્ત્ર વગેરે સમજવાની શકિત આપે છે.

૭ પ્રપૂર્ણ—પ્રથક્કરણની તથા ટીકા કરવાની શકિત તમા-રામાં બહુ અજાયબ ભરેલી છે. જે જણાએલું છે તે ઉપરથી અજ્ઞાત વિષય સંબંધી બહુ ઉત્તમ રીતે દષ્ટાંત દાખલાથી વર્ણન કરી શકો છો. નવા સત્યોનું નિદર્શન કરવાની તથા પ્રથક્કરણ કરી શોધખોળ કરવાની શકિત ઘણી ઉત્તમ .

૬ પૂર્ણ—તમારી અનુમાનિક ( Inductive ) તર્ક કરવાની શક્તિ ઉત્તમ છે. સામાન્ય કાર્ય કારણો ઉપરથી દષ્ટાંતો આપી વિવેચન અને તુલના તથા દલીલો કરવાની બુદ્ધિ બહુ મોટા પ્રમા-ણમાં છે. બોલવામાં તથા લખવામાં ઉપમા, અલંકાર અને દષ્ટાંતો ઘણાં વાપરો છો.

૪ સાધારણ—તમારી પૂર્ણ શક્તિઓના વિષયમાં વિવેચન અને તુલના કરવાની શક્તિ સારી છે પણ બીજા વિષયોમાં તે સામાન્ય છે.

**૨ ન્યુન**—તુલનાત્મક વિચાર કરવાની ચતુરાઈ નથી. વિષયો અને વિચારો વિવેચના કર્યા શિવાય ગ્રહણ કરો છો. **ખીલવણી—મનુ**-ષ્યની તેમજ વસ્તુઓની સરખામણી તથા તફાવતની પરીક્ષા કરો. ટીકા કરો. તુલનાત્મક વિષયો વાંચો. અનુમાન અને પ્રયક્કરણ કરો. **નિગ્રહ**—ટીકા કરવાનું અને દુધમાંથી પોરા જોવાનું છોડી મત અને ન્યાય દર્શાવવામાં ઉદાર થાઓ,

## ૪૨ પ્રેરણા શકિત. (Human nature)

અંતર પ્રેરણા, દીર્ઘદ્રષ્ટિ, જન સ્વભાવનું તથા હેતુઓનું પ્રથમ દર્શનથી અંતરજ્ઞાન વડે સમજી શકવું, યોગ્ય વખતે યોગ્ય કાર્ય કરવાની તથા યોગ્ય શબ્દ બોલવાની શકિત. **અતિયોગ**—ભવિષ્ય સંબંધી તર્ક અને વિચાર કરવાની બેહદ ઇચ્છા. **ન્યુનતા**—હેતુ અને મનની જુદી જુદી સ્થિતિઓ વાંચવાની અશકિત. **સ્થાન**—તુલના શકિત અને પરોપકાર વૃત્તિની વચ્ચે એના બે વિભાગ છે. (૧) નીચલો ભાગ જનસ્વભાવ અને હેતુઓનું અંતર પ્રેરણા વડે નીરીક્ષણ કરવાની અને મુખ લક્ષણ તથા અન્ય શારીરીક ચેષ્ટાઓ વડે મનની સ્થિતિઓના અભ્યાસની ઇચ્છા આપે છે. (૨) ઉપલો ભાગ કોઈ પણ વિષયને ઉંડાણથી જોવાની અને તે સંબંધી સત્ય નિર્ણય ઘણી ઝડપથી કરવાની શકિત આપે છે. દીર્ઘદ્રષ્ટી.

**૭ પ્રપૂર્ણ**—કુદરતી રીતે તમે મુખલક્ષણ વિદ્યાના કુશળ જ્ઞાનવાળા છો. એક નજર નાંખી જેને તમે મળો તેનો સ્વભાવ તથા તેનાં નૈતિક બંધારણનો ખરો અજમાયશ કાઢી શકો છો.

તમો તમારા પ્રથમાભાસ ઉપર વિશ્વાસ રાખી શકો. તમે ઘણા ઉંડા ઉતરનારા તથા દીર્ઘદર્શી છો.

૬ પૂર્ણ—ઉપર મુજબ પણ સહેજ નિયમિત સહેજ અભ્યાસથી મનુષ્યનું ચારિત્ર ઉત્તમ રીતે પારખી શકશો.

૪ સાધારણ—તમારી ચારિત્ર વાંચવાની બુદ્ધિ સાધારણ છે. તમે દીર્ઘદર્શી છો પણ કોઇ મનુષ્યના સંબંધમાં આવતાં તમારા પ્રથમાભાસથી ઉપજતા નિર્ણયો ઉપર વિશ્વાસ રાખી શકાય નહિ.

૨ ન્યુન—મનુષ્ય સ્વભાવનું બહુજ થોડું જ્ઞાન છે. સહેલાઇથી છેતરાઇ શકો **ખીલવણી**-કાર્ય કરાવનાર શક્તિ તથા તેના હેતુઓનો નિર્ણય કરવા માટે મનુસ્યના કાર્યોની બારીકાઇથી સમીક્ષા કરો. જે કોઇ પુરૂષ સ્ત્રી અને બાળક મળે તેને બહુ તીક્ષણ આંખથી તેમને ઓળખવા માટે જુઓ. ચહેરા ઉપરથી મનુષ્ય ચારિત્ર સમજાવતા ગ્રંથો મુખલક્ષણ શાસ્ત્ર (Physiognomy) વગેરેનો અભ્યાસ કરી અનુભવમાં મુકો. નિગ્રહ—તમારા મિત્રો ઉપર એટલો બધો વહેમ રાખો નહિ. વધુ નિખાલસ દીલના થાઓ.

## ૪૩ સૌજન્ય (*Agreeableness*)

વિનય, નમ્રતા, વિવેક, સભ્યતા, મિલનસારપણું બીજાઓને ખુશ કરવાની તથા ગમત આપવાની શક્તિ. **અતિયોગ**-મનમાં કાંઈ અને બહાર કાંઈ બતાવવું. ઢોંગ. **ન્યુનતા**-ફેરફાર ન થાય એવી સ્થાયી રીતભાત અને સ્વભાવ. **સ્થાન**-અનુકરણ શક્તિ અને તર્ક શક્તિની વચ્ચે પ્રેરણા શક્તિની બન્ને બાજુએ. એના બે વિભાગ છે. (૧) અંદરનો ભાગ બીજાઓનું દીલ રંજન કરવાનો

તેમને ખુશ રાખવાનો સ્વભાવ આપે છે. (૨) બહારનો ભાગ યુવાવસ્થા ભરેલા, આનંદી અને મલતાવડા અને ખુશ મીજાજી થવાનો સ્વભાવ આપે છે.

૭ **પ્રપૂર્ણ**—ઘણાજ મલતાવડા ખુશ રાખનારા તથા વિનયી અને વિવેકી છો. સમજાવટ તથા પતવણીથી કામ કાઢવા માગો છો. સાધારણ રીતે દરેકને ખુશ રાખવા માગો છો. બીજાઓને અનુકુળ થવાનો સ્વભાવ વધારે છે.

૬ **પૂર્ણ**—તમારી રીતભાત બહુજ સરસ છે અને મીલનસાર પણે વર્તવા માગો છે. નાખુશી ભરેલી વાતો પણ સૌજન્યપણે અને મીઠાશથી કરી શકો છો. તમે આનંદી ખુશમીજાજી અને આનંદ દાયક છો. તમે ઘણાને પ્રિય થઇ પડો છો. જેવો માણસ તેવી વાત કરી શકો છો.

૪ **સાધારણ**—સાધારણ વાત ચીતમાં આનંદી અને ખુશ મીજાજમાં રહી શકો છો, પણ જયારે ઉશ્કેરાઓ ત્યારે ઘણા સખત અને અપ્રિય થઇ પડે એવી રીતે વર્તી શકો.

૨ **ન્યુન**—આનંદજનક વાતો પણ નાખુશ કરે એવી રીતે કહો છો અને ઘણી વખત તમારા સહવાસમાં આવનાર મનુષ્યોની ખફતરાજી આવી રીતે નકામી વ્હોરી લો છો.

**ખીલવણી**—સભ્યતા અને સારી રીતભાત ઉપરના પુસ્તકો વાંચો. વધારે વિવેકી, વિનયી, અને નમ્ર બનો કોઇમાં કંઇ સારો ગુણ હોય તો તેના વખાણ કરો. કોઇએ સહેજ પણ તમારૂ કાર્ય કર્યું હોય તો તેનો મીઠા શબ્દોમાં ઉપકાર માનો,

# વ્યાપાર અને ધંધાઓની પસંદગી.

## વ્યાપારી ધંધાઓ.

| | | |
|---|---|---|
| ઉધરાણી કરનાર | દાણાનો વેપારી | વ્યાપારી આડત |
| કલાર્ક | ન્યુસ પેપરનો એજંટ | વીમાનો એજન્ટ |
| કેશીયર | પોસ્ટ માસ્તર. | વખાર રાખનાર |
| કોન્ટ્રાકટર | પુસ્તક પ્રગટ કરનાર બુકસેલર | સેલ્સમેન |
| ગાંધી | | સ્ટેશનર |
| છુટક વેપારી | ફળ વેચનાર | સુપ્રીન્ટેન્ડેન્ટ |
| ઘોડાનો વેપારી | ફેન્સી માલનો વેપારી | (દેખરેખ રાખનાર) |
| ઢોરનો વેપારી | લીલાંછવાલો | |
| દલાલ | વ્યવસ્થાપક | શરાફ |

## સાક્ષરી ધંધાઓ.

| | | |
|---|---|---|
| ઈતિહાસ લખનાર | પ્રુફરીડર | લાયબ્રેરીયન |
| એમ્બેસેડર | પત્ર વ્યવહાર કરનાર | વર્તમાનપત્રનો અધિપતિ |
| એટરની | ભાષા શાસ્ત્રી | વકીલ |
| કવી વીરનર | રાજદ્વારી આગેવાન | વાર્તાલેખક |
| ગાયનકાર | ભાષણકાર (કોલેજ કે સ્કુલમાં) | વક્તા |
| જડજ, બારીસ્ટર | | સેક્રેટરી |
| ગ્રંથકર્તા | | |
| ધર્મોપદેશક | રીપોર્ટર | સંગીત શીક્ષક |
| નામુ લખનાર | રાજ્ય કારસ્થાની | શીક્ષક |

## કળા પ્રદર્શક ધંધાઓ.

| | | |
|---|---|---|
| એન્ગ્રેવર)કોતરકામ કરનાર | ફોટોગ્રાફર | પત્થરના પુતળા બનાવનાર |
| ચિતારો | નાટકકાર | માળી |

## કારીગરના ધંધાઓ.

| | | |
|---|---|---|
| ઇજનેર | ઘડીઆળી | લુહાર |
| કડીઓ | છાપનાર | લોઢું ઓટનાર |
| કલઇગર | છબીની ફ્રેમ બનાવનાર | લીથોગ્રાફર |
| કમ્પોઝીટર | ઝવેરી | વાદ્ય બનાવનાર |
| કાગળ બનાવનાર | દરજી | વણકર |
| ખાટકી | ધોબી | વહાણ બાંધનાર |
| ખેડુત | નામના પાટીઆ ચીતરનાર | સુથાર (ઘર બાંધનાર) |
| ગાડીઓ બનાવનાર | દંતવૈદ્ય | સુથાર(ફરનીચર બનાવનાર) |
| ડેરીમેન(દુધનો ધંધો કરનાર | ભઠીયારો | સોની |
| ટોપલીઓ વેચનાર | મોચી | શોધખોળ કરનાર |
| ચોપડી બાંધનાર | રસોઈઓ | |

## વિજ્ઞાનના ધંધાઓ.

| | | |
|---|---|---|
| ઈજનેર (સીવીલ) | ગણીતશાસ્ત્રી | મસ્તકશાસ્ત્રી |
| ઈજનેર (વીજળી) | ગાયન રચનાર | શસ્ત્ર વૈદ્ય |
| કેપટન | ઢોરનો ડાક્તર | સરવેયર |
| કેમીસ્ટ | ભુસ્તર શાસ્ત્રી | વહાણવટી |
| ખગોળવેત્તા | | |

## પરચુરણ ધંધાઓ.

| | | |
|---|---|---|
| આગ હોલવનાર | ચપરાસી | મરઘાં ઉછેરનાર |
| ક્રીકેટર | નર્સ | માછીમાર |
| ઘરની વ્યવસ્થા કરનાર | પહેરો ભરનાર | સોલ્જર |
| ઘોડાવાળો | પરિચારક | હોટેલ રાખનાર |
| ખલાસી | પોલીસ | |

# ખાસ ધંધાઓને માટે જોઈતી લાયકાત.

**વકીલ**-માનસ જીવન પ્રકૃતિ-લાગણીઓનો જુસ્સો અને તીક્ષ્ણ બુદ્ધિ થવા માટે. પૂર્ણ યાદશક્તિ-કાયદાના ઠરાવો અને કેસો યાદ લાવવા માટે; પૂર્ણ તુલના શકિત, પુરાવા અને કાયદાની તુલના માટે તથા ટીકા કરવા માટે તથા આડા સવાલો પુછવા તથા દૃષ્ટાંતો આપવા માટે; પૂર્ણ ભાષા, ભાષણ કરવાની છુટ માટે

**રાજદ્વારી આગેવાન** થવા માટે વિશાળ કપાળ અને સમતોલ બુદ્ધિ, જેથી પ્રજાકીય બાબતો તથા નવા કાયદાઓના હેતુઓ અને તેનુ પરિણામ તરતજ સમજી શકાય, અને કયો સારામાં સારો રસ્તો પસંદ કરવો તે નકકી કરી શકાય, ઉંચી નૈતિક શકિતઓ, જેથી તે નિઃસ્વાર્થી બની પોતાનું નહિ પણ પ્રજાનું ભલું કરી શકે.

**ડાકટર**-પૂર્ણ અવલોકનશકિતઓ જેથી શારીરવિજ્ઞાન શાસ્ત્રનો અને ચક્ષવિદ્યાનો અભ્યાસ ફતેહમંદ રીતે કરી ઉપયોગ કરી શકે; પર્ણ વિનાશક શકિત, જેથી શસ્ત્ર ક્રિયાનો ઉપયોગ કરવા હિંમત થાય; પૂર્ણ સંયોજક શકિત, શસ્ત્ર વિદ્યામાં પ્રવીણતા આવે; પૂર્ણ શાર્યબળ, જેથી તેમાં ઝડપ અને દૃઢ નિશ્ચય આવે; પૂર્ણ સાવધતા. જેથી ચોકસીથી દરદીના જીવનની સંભાળ રખાય. અને મોટુ મસ્તક જેથી મનનું સાધારણ બળ વધારે હોય. મસ્તક શાસ્ત્રથી આગળથીજ એક છોકરો ડાકટર તરીકે ફતેહમંદ થશે કે નહિ તે કહી શકાય છે. એ મુજબ વૈદક ધંધાની બીજી ખાસ શાખાઓ જેવી કે દાંતના ડાકટર, આંખના ડાકટર વગેરે સંબંધી પણ કહી શકાય.

**ધર્મગુરૂ**-માનસ પ્રકૃતિ, જેથી પશુસ્વભાવ ઉપર મનનો પૂર્ણ કાબુ રહે. કપાળનો ભાગ તથા મસ્તકની ઉપરનો ભાગ વિશાળ જેથી બુદ્ધિ અને નૈતિક શકિતઓ મોટા પ્રમાણે રહી ચારિત્ર ડાઘ વગરનું બને; પૂર્ણ ભકિતભાવ, આશા અને અધ્યાત્મવૃત્તિ જેથી ઈશ્વરમાં ભકિત અને શ્રદ્ધા પેદા થાય. પૂર્ણ પરોપકારવૃત્તિ અને મિત્રતા, જેથી જે જે તેને ઓળખે તે તેને

ચાહી શકે, અને પ્યારથી સત્ય, ન્યાય, અને નીતિના રસ્તા ઉપર તેમને લાવી શકે.

**વર્તમાન પત્રનો અધિપતિ**-માનસ પ્રકૃતિ. પૂર્ણ ચાહશક્તિ અને પૂર્ણ અવલોકનશક્તિ જેથી દાખલા દલીલો દૃષ્ટાંત આપી ટીકા કરી શકાય અને ભૂલો બતાવી શકાય. પૂર્ણ શૌર્યબળ, જેથી તેનામાં જુસ્સો રહે; પૂર્ણ ભાષા જેથી છુટથી કલમ વાપરી શકે. પૂર્ણ સૌંદર્યપ્રેમ જેથી તેમના વિચારો ઉંચા બને, અને સંસ્કારી જીવન રહે.

ઈજનેર-મજબૂત શરીરનું બંધારણ. જેથી મહેનત કરવાની રૂચી રહે. પૂર્ણ કળા કૌશલ્ય અને અનુકરણ શક્તિ જેથી નમુના પ્રમાણે કામ કરી શકે. પૂર્ણ અવલોકનાદિ શક્તિઓ જેથી ચીજનું વજન માપ આકાર બરોબર જાણી શકે.

**વ્યાપારી**-પૂર્ણ વિત્તૈષણા જેથી ધંધો કરવાની ઇચ્છા અને કળા આવડે. પૂર્ણ આશા જેથી સાહસ ખેડી શકે; સાધારણ સાવધતા જેથી સલામતી જાળવી શકાય; પૂર્ણ અવલોકનાદિ શક્તિઓ, જેથી માલની જાતનો ઝડપથી નિર્ણય થઇ શકે; પૂર્ણ ગણિતશક્તિ જેથી હીસાબી કામમાં કુશળતા આવે; પૂર્ણ કીર્તિલોભ; જેથી તે વિવેકી અને નમ્ર બને. સાધારણ મિત્રતા જેથી ગ્રાહકને મિત્ર બનાવી ટકાવી રાખે.

આવી રીતે મૂખ્ય ધંધા અને બીજા ખાસ જૂદા જુદા ધંધાઓની લાયકાત મસ્તકશાસ્ત્ર વડે અગાઉથી જાણી શકાય છે.

આ ધંધાની લાયકાત સબંધી વિસ્તારથી સમજવા ઈચ્છનારે અમારૂં **મસ્તકશાસ્ત્ર અને મસ્તકપરીક્ષા** અથવા બાળકોનું નિયમન અને કેળવણી તથા યુવકોનું લગ્ન અને ધંધાની પસંદગી એ નામનું તયાર થતું પુસ્તક જોવા ભલામણ કરીએ છીએ.

જુદા જુદા ધંધાને માટે કેવા માણસો લાયક છે તેના અસંખ્ય ફોટો ગ્રાફો અને સમજ આપી છે. કીંમત રૂ. ૨-૦-૦

---

## મંદીર અને મસજીદમાં વાપરવા લાયક.

**.પુણાની જગ પ્રસીધ્ધ અગરબત્તીઓ ૨–૪–૭ કલાક બલે તેવી.**

ટીનના એક પેકેટમા ચાર તોલા હોય છે. ના પશંદ આવે તો એક માસમાં પાછી લઇ પૈસા પાછા આપવામાં આવે છે. કીંમત ૧) પેકેટને। રૂ. ૧

૩૦ વરસનુ જુનામાં જુનુ અગરનુ અત્તર તેમજ દરેક જાતના ભારી અત્તરો.

અતી ઉત્તમ ખુશબોદાર ધુપ (ખુખુર) આમાંથી થોડુ અગ્નિ ઉપર નાખવાથી અતી ઉમદા દીલપશંદ ખુશબો નીકલે છે.

પાનમા ખાવાનો ખુશબોદાર અમીરી કાથો ખરા ગુલાબના ફુલનો ઉંચો ગુલકંદ મોટી હરડેનો તથા આમલાનો મુરબ્બો.

બાદશાહી જુલ્લાબની ગોળીઓ. આમાથી એકથી બે ગોળી લેવાથા એક બે પેટ શાફ આવે છે. પેટમા દરદ કે ઉલટી થતી નથી. ગોળી ૨૫)ની બાટલી ૧)ની કીંમત રૂ. ૦॥

તીર યા ફારકની માત્રા.

આ દવા ઘણી બીમારીઓ ઉપર રામબાણ પુરવાર થઇ છે. વાપરવાની વીગત બાટલી સાથે કીંમત બાટલી ૧) ને। રૂ. ૧)

વધુ વીગત માટે અરધા આનાની ટીકીટ મોકલવાથી પ્રાઇસ લીસ્ટ મુફ્ત મોકલવામા આવે છે.

## હકીમ શેખ આદમ અબદુલઅલી

## ૬૨૦ રવીવાર પેઠ, પુણા શીટી.

**તા૦ ક૦** અમારા અગરબત્તીના પેકેટમાથી કેટલાક લોકો અમારી અગરબતીઓ કહાડી લઈ તેને બદલે હલકી અગરબતીઓ ભેલશેલ કરી અમારા બનાવેલા માલ તરીકે વેચે છે. તેથી અમારા નામનું શીલ બરાબર તપાસીને લેશો.

# આતંકનિગ્રહ ઔષધાલયનાં

## અમૃત તુલ્ય ઔષધો.

પ્રખ્યાત આતંકનિગ્રહ ઔષધાલયના અમૃતતુલ્ય ઔષધોએ પોતાના ચમત્કારિક ગુણથી આખા દુનિયામાં મોહોટી ફતેહ તેમજ નામના મેળવી છે એમ જાહેર કરતાં અમોને જરા પણ સંકોચ થતો નથી. કારણ કે આજ સુધીમાં તેને માટે લાખો સર્ટિફીકેટો મળ્યાં છે અને મળતાંજ રહ્યાં છે

| ઔષધો | ગુણ | | કીંમત. |
|---|---|---|---|
| ૧ સહસ્રપુટી અભ્રક ભસ્મ. | ક્ષય મટાડે કૌવત આપે | તો ૧ના રૂ. | ૫૦-૦-૦ |
| ૨ શુદ્ધ મોતિનો ઉંચો સુરમો | આંખના બધાં દરદો મટાડે | „ „ના „ | ૨૪-૦-૦ |
| ૩ ઉત્તમ લોહ ભસ્મ | લોહી સુધારે. | „ „ના „ | ૫-૦-૦ |
| ૪ અમૃર્ણતાત્રઅવલેહ. | પુષ્ટિ અને તેજ આપે. | „ „ના „ | ૨-૦-૦ |
| ૫ આતંકનિગ્રહ ગોળીઓ. | ધાતુને સુધારે વધારે. | ડબા „ના „ | ૧-૦-૦ |
| ૬ શુદ્ધ મોતીનો કાળો સુરમો. | આંખની ઝાંખ મટાડે. | તો „ના „ | ૧-૮-૦ |
| ૭ શુદ્ધ મોતીનો ધોળો સુરમો. | „ | „ „ના „ | ૨-૦-૦ |
| ૮ નેત્રાનંદમંદાર. | ફુલું પડળ મટાડે. „ | „ ૦ના „ | ૧-૦-૦ |
| ૯ કાસાંતક. | ઉધરસ મટાડે. „ | ડબી „ના „ | ૧-૮-૦ |
| ૧૦ જ્વરાંતક. | તાવને મટાડે. „ | „ „ના „ | ૧ ૦ ૦ |
| ૧૧ બાળમિત્ર. | બાળકોને હૃષ્ટ પુષ્ટ કરે | „ „ના „ | ૧-૦ ૦ |

આ દવાઓની વધારે વિગત તથા આવીજ ચમત્કારિક બીજી ઘણી દવાઓની વિગત જાણવાને માટે અમારૂં પ્રાઇસલિસ્ટ મંગાવી વાંચો.

**વૈદ્યશાસ્ત્રી, મણીશંકર ગોવિંદજી.**

મુંબઇ, બ્રાંચ—
કાલબાદેવી રોડ.

માલેક—આતંકનિગ્રહ ઔષધાલય,
જામનગર—કાઠિયાવાડ.

---

સચિત્ર

# મુખલક્ષણ શાસ્ત્ર

**Phisignomy.**

અથવા

## ચહેરા ઉપરથી મનુષ્યનું ચારિત્ર્ય જાણવાની વિદ્યા.



Proper study of Mankind is man.


લેખક તથા પ્રકાશક

નર્મદાશંકર આશાશંકર પંડ્યા—નાંદોદ.



કિંમત રૂપિયા બે.

માર્ટિનલ્યુથર
પ્રોટેસ્ટંટ ધર્મ સ્થાપક.

ડા. જ્યોર્જ કોમ્બ.



ડો. દાદાભાઈ નવરોજજી.

ગુલામગીરીનો અંત લાવનાર
અમેરિકાનો પ્રેસીડન્ટ
લીન્કન.

સીવીલ વોર પછીનો ફોટો, યુવાન અવસ્થાનો ફોટો.



ખુની અને ચોર.

વકતૃત્વશક્તિવાળું
એક બાળક.

દયાનંદ સરસ્વતી.

લોર્ડ હાર્ડિંજ.

રણજીતરામ વાવાભાઈ. લોર્ડ જ્યોર્જ વડા પ્રધાન.